# પુષ્કરણાજ્ઞાતિની પ્રાચીનતા

અને

# ગૌરવ.



લેખક,

વૈદ્ય રણછોડલાલ મોતીલાલ બોદા

અમદાવાદ.

કિંમત ૦-૧૦-૦

# પુષ્કરણાજ્ઞાતિની પ્રાચીનતા

અને

# ગૌરવ.




લેખક અને પ્રકાશક

**વૈદ્ય રણછોડલાલ મોતીલાલ ઓદા (પુરોહિત)**

પુષ્કરણાની પોળ, ખાડીઆ,-અમદાવાદ.



પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩

કિંમત રૂ. ૦—૧૦—૦

# અર્પણપત્રિકા.

માન્યવર શ્રીયુત ભાઇશ્રી ડુંગરશીભાઈ શામજીભાઇ

શુભસ્થળ કરાચી.

લક્ષ્મીની સાથે વિદ્યાનો યોગ પ્રાપ્ત થવો એ સદ્દભાગ્ય ગણાય છે પણ એ બનેની સાથે ચારિત્ર્ય અને જ્ઞાતિસેવા કરવાની તક જેને મળે છે–એના જીવનની મોટાના મોટી સફળતા છે આપનુ જીવન પણ એવાજ પ્રકારનુ છે જ્ઞાતિની ઉન્નતિ કરનારા ઘણા અગ્રેસર હિતેચ્છુ-ઓમાના આપ એક છો તેમજ પાલી સમેલનના સભાપતિ અને કરાચીમા સ્વાગતસમિતિના પ્રમુખના માનવતા હોદ્દે રહી જ્ઞાતિનુ કલ્યાણ સાધવા આપે બનતો પ્રયત્ન કર્યો છે જ્ઞાતિમા કેળવણી વધે, જ્ઞાતિના સહાયપાત્ર બાળકો ભણી ગણી આગળ વધે તેને સારૂ હજારો રૂપીઆની ઉદાર સખાવત આપે કરેલી છે શ્રીમતાઈ, અને વેપારની કુશળતાને લીધે અત્યત વ્યવસાયીપણુ છતા સાદાઇ અને જ્ઞાતિસેવાનુ ઉમદા દ્દષ્ટાત આપે પૂરૂ પાડયુ છે, એવી મારી માન્યતા છે

હૃદયની વિશાળતા વધે અને જ્ઞાતિ દિન પર દિન ઉન્નતિને પામે એ આશયથી આ ગ્રથ પ્રગટ કરવામા આવે છે આપનો જીવનોદ્દેશ પણ ઉચ્ચ હોવાથી "**પુષ્કરણાજ્ઞાતિની પ્રાચીનતા અને ગૌરવ**" નામનો ગ્રથ સ્નેહભાવે અર્પણ કરૂ છુ તે સ્વીકારશો

પુષ્કરણાની પોળ,
ખાડીઆ,
**અમદાવાદ**

લી સ્નેહાધીન,
**વૈદ્ય રણછોડલાલ મોતીલાલ ઓઝા**
( પુરોહિત ) ના નમસ્કાર

# સફળ જિંદગી

## ગજલ

નિજ જ્ઞાતિહિત દીલે ધરી, સેવા ન જેણે આદરી
ગયો જ્ઞાતિના ગુણ વિસરી, જનની વૃથા બારે મરી ૧

ખજાનો ખૂબ જમાવીઓ, ન સુધારી જ્ઞાતિ ખામીઓ,
નિજ સ્વાર્થમાજ ઉડાવીઓ, બહાદુરી એમા શી કરી ૨

બાણા બણ્યો વિદેશની, રીત ભાત ગ્રહી પરદેશની
જ્ઞાતિમા દષ્ટિ કૃપની, જનની જણી વ્યથા કરી ૩

દુખ જ્ઞાતિના વિદારવા, સમશેર સંપની ધારવા,
સમજ્યો ન બંધુ ઉગારવા, ધિક્કાર તેને ફરી ફરી ૪

કુસંપની જડ કાપવા, સત્કીર્તિ સ્તંભને સ્થાપવા
કરે યત્ન જ્ઞાનજ આપવા, તેની સફળ જિંદગી ખરી ૫



# વિષયાનુક્રમ.





# પ્રસ્તાવના.



એક જ્ઞાતિબંધુએ આ ગ્રંથનો કેટલોક ભાગ વાંચી કહેલા વચનો મને અત્યારે યાદ આવે છે તેમણે કહ્યું કે—આપણી જ્ઞાતિને લગતા ઇતિહાસનું પુસ્તક ધારો કે, ઉત્તમ હોય અને તેની ઘણી આવૃત્તિઓ કાઢવી પડે, તેના કરતાં જ્ઞાતિને એવા એકજ અસરકારક પુસ્તકની જરૂર છે, કે આપણી જ્ઞાતિને તે ગીતા જેટલું સરળ અને સુબોધક લાગે

ઉપરના ઉદ્દગારમાં એ ભાઈના હૃદયમાં જ્ઞાતિ વિષે ઊંડો પ્રેમ છે તે જણાઈ આવે છે તેમ માત્ર હૃદયની સ્થિતિ આરંભમાંજ કહી આપું એમ મને લાગે છે

જ્ઞાતિની ઉન્નતિ કરવા સારૂ જે બુદ્ધિશક્તિ જોઇએ તે તો જ્ઞાતિના મહાનુભાવ પંડિતોમાંજ હોઈ શકે જ્ઞાતિ તરફ ભક્તિ દાખવવાની સૌની ફરજ છે, અને સૌને પ્રેમ હોય છે એ પ્રેમને લઇનેજ મે મારી અલ્પશક્તિને કેળવવા ખાતર અને જ્ઞાતિપ્રેમ દાખવી સંતોષ લેવા ખાતર આ નમ્ર પ્રયાસ કર્યો છે જ્ઞાતિને માટે ગીતાતુલ્ય એકજ અમાન્ય પુસ્તક લખવાનો દાવો મારાથી શી રીતે થઈ શકે ? તેટલી શક્તિ મારામાં નથી એ ફરી ફરી જ્ઞાતિબંધુઓને જણાવી દઉંછું

હા, એવા એક શક્તિસંપન્ન પુરુષનું માનપૂર્વક સ્મરણ કરવાની મારી ફરજ છે જ્ઞાતિબંધુઓ એ મહાન વિદ્વાન પુરુષ જે આપણી જ્ઞાતિને ગૌરવરૂપ છે તે મારવાડ–પાનીનિવાસી **શ્રીમાન પંડિત મીઠાલાલજી વ્યાસના** નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે એટલુંજ નહિ પણ આપણી પુરાણી અને વિશાળ જ્ઞાતિની ઉન્નતિ કરવા તેમણે ઘણા વર્ષ સુધી શ્રમ સેવીને જ્ઞાતિમાતાની એટલી કુખ દીપાવી છે, કે એવા પુરુષ આપણી જ્ઞાતિમાં આંગળીના વેઢે ગણાય એટલાજ હશે

પોતાની વિદ્વતાવડે જ્ઞાતિના પ્રાચીનપુરાણું અસ્થિ ઉપરથી જેમ

કોઈ ઉત્સાહી કળાકાર એક સુન્દર મૂર્તિ ઉપજાવી કાઢે એના જેવી ઝાંખી એમના સેવાજીવનમાં આપણને થાય છે ઘણા પ્રયાસપૂર્વક બારીક અને ચોક્કસ અભ્યાસ તથા મનન કરીને જ્ઞાતિને માટે પ્રમાણભૂત ગણાય એવા અનેક ઉમદા લેખો તેમણે બહાર પાડયા છે, અને જ્ઞાતિને એક વારમારૂપ સેવા તેમણે આપી છે

આવા પ્રતાપી પુરુષના જીવનમાંથી હરકોઈને પોતાની જ્ઞાતિ માટે અભિમાન અને સેવા કરવાની ભાવના જાગે તો તે સ્વાભાવિક છે એવીજ વૃત્તિથી અને ખાસ કરીને એમણે કરેલા પ્રયાસોને આધારેજ આ ગ્રંથ લખવાની પ્રેરણા અને પોષણ મળેલા છે, માટે આટલા ઉલ્લેખદ્વારા મહાન પંડિત મીઠાલાલજીનો માનપૂર્વક આભાર માનવાની મારી ફરજ અદા કરૂંછું

હવે આ ગ્રંથના પ્રકાશનની આવશ્યકતા અને ઉદ્દેશ વિષે યોગ્ય વિવરણ આ સ્થળે આપવું જરૂરી છે

(૧) ઇતિહાસથી દરેક પ્રજા ઘડાય છે શાળામાં પણ નાના બાળકોને એજ હેતુસર તેનું શિક્ષણ આપવામાં આવે છે પ્રજા અનેક નાનીમોટી નાતોની બનેલી છે પ્રજા કે દેશના સામાન્ય ઇતિહાસ કરતાં પ્રત્યેક જ્ઞાતિને સ્વકુળના મહિમાનો ઇતિહાસ વધારે લાભદાયક છે જેમ પુરાણાદિ શાસ્ત્રો ધાર્મિક વૃત્તિઓને ઉત્તેજી પ્રત્યેકની ઉન્નતિ સાધનામાં ઇતિહાસથી વિશેષ આદરને પાત્ર ગણાય છે તેમ જ્ઞાતિના કુળની મહત્તાનો ગ્રંથ પ્રત્યેક જ્ઞાતિજનને કુળના ગૌરવનું ભાન કરાવી ભૂતકાળના મહિમાવાન આચારવિચારને સાચવી રાખવામાં ખાસ મદદ કરે છે

(૨) કુટુંબમાં એક વખત ઉમદા આચાર વિચાર કે બુદ્ધિશક્તિના ઉંચા સંસ્કાર જાગૃત થાય છે તો તે કુળના વંશજોમાં સંસ્કારોની ઉચ્ચતા ને ખાનદાની અનેક પેઢી સુધી ટકી રહે છે આજ કારણથી

" કન્યા તો સુકુળમા ને ખાનદાનનેજ અપાય " એવા સદાચારને માન આપવાનું આપણામા સેકડો વર્ષથી ચાલ્યુ આવે છે

કન્યાવિક્રય કરવો કે તેને ઉત્તેજન આપવુ, વિદ્યાપ્રભાવથી સ્વતંત્ર આજીવિકા ચલાવવાને બદલે ભિક્ષા કે યજમાનવૃત્તિથી જીવન ટકાવવુ અને પોતાના વંશના પ્રતાપી પુરુષોના મહિમા વગર ખાલી અહંભાવ રાખવો તે કેવળ અજ્ઞાન છે હડહડતો દંભ છે એવો ઉપદેશ આપનાર કોઈ યોગ્ય પાત્ર હોય તો સમગ્ર જ્ઞાતિની આબાદી ને ગૌરવ વર્ણવનારો ગ્રંથજ હોઇ શકે

(૩) આ ગ્રંથમા આત્મભોગના, બધુપ્રેમના, વીરતાના, અને રાજ્યભક્તિના કેટલાક એવા ઉમદા ચરિત્રો પ્રગટ કરવામા આવ્યા છે, કે અન્ય જ્ઞાતિજનોને પણ આ ગ્રંથ વાચનને યોગ્ય લાગ્યા વિના રહે તેમ નથી

(૪) પુષ્કરણા જ્ઞાતિ જન્મથી આજપર્યંત વૈદક, જ્યોતિષ, વેપાર અને રાજ્યસેવાદ્વારા સમૃદ્ધ જીવન ભોગવતી આવી છે એ બાબતમા આ ગ્રંથના વાચનથી પુષ્કરણા નામ ધરાવનાર પ્રત્યેક બ્રાહ્મણને ખાત્રી થશે અને કન્યાવિક્રય, ભિક્ષાવૃત્તિ અને કુસંપ જેવી હીણ વૃત્તિઓ તરફ ધિક્કાર ઉપજી બળદાયક સ્ફુર્તિ મળશે એવો આ લેખકને ચોક્કસ સભવ છે

(૫) દરેક આગળ પડતી અને ઉંચે ચઢવાને લાયક ગણાતી ઘણી જાતિઓએ પોતાના કુળના ઇતિહાસ રચેલા છે. સરકાર પણ એવા ઇતિહાસનો સંગ્રહ કરે છે એટલે પુષ્કરણા જેવી પુરાણી અને પ્રસિદ્ધ જ્ઞાતિનો આ જાતનો લઘુ ગ્રંથ તૈયાર કરવાની ખાસ જરૂર હતી

આવા આશયોની કદર કરી પ્રત્યેક જ્ઞાતિબંધુ પોતાથી બનતી સંપૂર્ણ સહાનુભૂતિ આ ગ્રંથ તરફ બતાવી જ્ઞાતિપ્રેમની ખાતર તેનો સારો પ્રચાર કરશે એવી દઢ ઉમેદ છે

હવે ગ્રંથની વસ્તુ વિષે બે શબ્દ લખવાની જરૂર છે સિંધવાસી

ઋષિકુળના વંશજોએ તપોબળથી શ્રી લક્ષ્મીજીનું વરદાન મેળવ્યુ અને આપણી જ્ઞાતિને ધર્મ અને સત્કાર્યમા પુષ્ટિ કરનાર અર્થાત પુષ્કરણા એવી ગૌરવવાળી સંજ્ઞા પ્રાપ્ત થઇ

સેંકડો વર્ષ પૂર્વે આપણી જ્ઞાતિના પ્રતાપી વડવાઓએ લગભગ સમગ્ર રાજસ્થાનમા વિદ્યા, ચારિત્ર્ય અને રાજભક્તિના ઉમદા ગુણ-સ્વભાવથી રાજ્યકુળગુરુના માનવંતા સંબંધને લીધે અનેક યશસ્વી બનાવો ઉત્પન્ન કર્યા છે વડવાઓની વિદ્યાના તેજ ચમક્યા છે આત્મભોગ આપી, કષ્ટો વેઠી પોતાના ગણેલા રાજ્યકુળને અનેક સહાય આપી છે આવી અનેક ઘટનાઓથી આપણી જ્ઞાતિનું ઉમદા ગૌરવ ઝળહળી રહ્યુ છે તેનો યથાશક્તિ ખ્યાલ ગુજરાતી ભાષામા પુષ્કરણા જ્ઞાતિબંધુઓને મળે એ આશયથી આ ગ્રંથ તૈયાર કરવામા આવ્યો છે

શ્રી લક્ષ્મીજીનું પુષ્ટિકરા વરદાન અને રાજસ્થાનમા વસી પૂર્વજોએ સુસ્મરણીય કરેલા ગુણપરાક્રમોનુ વર્ણન ગ્રંથના પૂર્વાર્ધમા આપવામા આવ્યુ છે

ગુજરાતમા વસી રહેલી પુષ્કરણાજ્ઞાતિ કેવા સંજોગોમા અને ક્યારે રાજસ્થાનમાથી ગુજરાત તરફ આવી તેનો ઇતિહાસ મેળવી ગ્રંથના ઉત્તરાર્ધમા કેટલાક પ્રકરણ તેને લગતા આપ્યા છે તેમાના છેલ્લા બે પ્રકરણો ચરિત્રમહિમા અને રાજ્યસંમાનિત પ્રતિભા વિષે વાચકો કાળજીપૂર્વક વાચે એટલી વિનંતી છે,

ગ્રંથના અંતના કેટલાક ઉપયોગી પરિશિષ્ટ આપવામા આવ્યા છે

આ પ્રમાણે પૂર્વજોનો અને સદ્દગત થએલા આધુનિક કાળના પ્રતાપી પુરુષોનો મહિમા એક ગ્રંથદ્વારા બહાર પડે એથી વાચકોને તે વિષે યોગ્ય માહિતી મળી શકે બીજુ પોતે, એક પ્રતિષ્ઠિત જ્ઞાતિનું બાળક છે એવુ સાત્વિક અભિમાન પ્રગટે આ બંને કરતા નીચે લખેલી ત્રીજીજ ભાવનામા આ ગ્રંથની કદર થાય એવી આ લેખકની અંતઃકરણની પ્રાર્થના છે

પૂર્વજોની આવી પ્રતિભાથી પ્રત્યેકને હર્ષ અને ગર્વ થાય એ સ્વાભાવિક છે પણ એ હર્ષ અને ગર્વનુ આપણને ચિરકાળ સ્મરણ રહેવું જોઇએ જ્ઞાતિની પ્રતિષ્ઠા વધે એવી સેવા કરવાની મગળ કામનાઓ હૃદયમા ઉદ્‌ભવવી જોઇએ હૃદયની હિતકર વૃત્તિઓને સાકડી, ખારીલી અને અધમ બનાવી નાખનાર કુસપની લાગણીઓને નાબૂદ કરી જ્ઞાતિહિતેચ્છુ તરફ યોગ્ય આદરબુદ્ધિ ઉત્પન્ન થવી જોઇએ, અને સૌથી વિશેષ ઉપયોગી નમ્રતા એટલે જ્ઞાતિમાતાના ચરણે બધા બાળકો સમાન અને બની શકતી સેવા કરવાની ફરજથી બધાએલા છે એવી ઉદાર ભાવના આ ગ્રથના વાચન અને મહિમાથી પ્રગટ થાઓ એવી આ લેખકની પરમાત્મા પ્રત્યે ઉડી પ્રાર્થના છે

ગ્રથલેખનનુ કાર્ય શરૂ કર્યું ત્યારથીજ મારી પ્રબળ ઇચ્છા હતી કે મુબાઇવાસી મારા વિદ્વાન મિત્ર ભાઇશ્રી જાદવજીભાઇની સમતિ અને સલાહનો લાભ લીધા પછીજ પુસ્તકને મુદ્રિત કરાવવુ મને જણાવતા ઘણી ખુશી ઉપજે છે કે આખા ગ્રથને અથથી ઇતિસુધી તેઓશ્રીએ વાચી જઇ મારી ઇચ્છા સફળ કરી છે

આમ છતા ગ્રથની વસ્તુ, વિચાર કે ભાષા સબધમા કોઇ દોષ સુજ્ઞ વાચકોને જણાય તો તે સબધમા મારી જવાબદારી ગણી ભૂલચૂકને ક્ષમાની નજરે જોશે તેમજ સૂચવવા યોગ્ય કોઇ ઉપયોગી સુધારો વધારો માલમ પડે તો મને જણાવશે એવી સુજ્ઞ અને વિદ્વાન બધુઓને મારી વિનતી છે

અતમા ઇશકૃપાથી સર્વને સદ્‌બુદ્ધિ આપી જ્ઞાતિપ્રેમની લાગણીને પ્રત્યેકના હૃદયમા વેગવાન અને સક્રિય બનાવવા આ ગ્રથ સહાયક નીવડો !

એટલી એકજ આશા હે પરમાત્મન્ સફળ કરો

**अस्तु इति शिवम् ॥**



# જ્ઞાતિ--ઈતિહાસની મહત્તા.

જે જાતિનો ઇતિહાસ નહિ, તે જાતિ છે જાતિ નહિ,
રક્ષા કદાપિ તેહની, ઇતિહાસ વિણ થાતી નહિ,
કુળધર્મના મહિમાયને, જે જાણતો જરીએ નથી,
જીવ્યો તે જીવ્યો છે નહિ, ને વ્યર્થ તેની જિંદગી,
પ્રિય બંધુ પુષ્કરણા સૂણો, ઉત્પત્તિ મહિમા આપણો,
આદર ધરી જ્ઞાતિ તણું, હિત કરવા શક્તિ વાવરો,
આ જ્ઞાતિગીતા આપણી તે મનનથી હૃદયે ધરો,
કીર્તિ વડીલની સાંભળી, હીણવૃત્તિ સર્વ પરહરો.

વિજયાદશમી
સંવત-૧૯૭૯
પુષ્કરણાની પોળ
ખાડીયા-અમદાવાદ

લેખક
વૈદ્ય રણછોડલાલ મોતીલાલ
ઓઝા (પુરોહિત)



# શુદ્ધિ પત્રક

| | પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| **પૂર્વાર્ધ.—** | | | | |
| | ૧૦ | ૧૪ | થય | થયા |
| | ૧૮ | ૨૩ | પનત | પર્ંત |
| | ૨૫ | ૧૪ | વમિષ્ઠ | વમિષ્ઠે |
| | ૨૯ | ૧૫ | વીરસિહ | વીરસિહદ્વારા |
| | ૪૨ | ૨૧ | પ્રયત્ય | પ્રયત્ન |
| | ૪૯ | ૧૭ | સતોષિની | સતોષની |
| **ઉત્તરાર્ધ:—** | | | | |
| | ૭૬ | ૬ | સાધે | સાથે |
| | ૮૮ | ૧૦ | પોળગાથીજ | પોળમાથીજ |
| **પરિશિષ્ટ—** | | | | |
| | ૧૦૩ | નોધ | પુત્રા | પુત્રી |
| | ૧૦૭ | ૧૧ | રૂપીઆ | રૂપીઆ |
| | ૧૦૭ | ૧૩ | વદ | નૈદ |
| | ૧૦૯ | ૩ | ચ્યા | ચ્યાદ |
| | ૧૧૨ | ૨૦ | ૧૮૨૮ | ૧૯૭૮ |
| | ૧૧૩ | ૩ | દલપતરાત | દલપતરામ |
| | ૧૧૪ | ૪ | દ:વત | દડવત |

નોધ –(૧) ૧૦૭–૯–૧૧–૧૩–૧૫–૧૭–૧૯મા પૃષ્ટ ઉપર કેટલીક વંશાવળીઓને બદલે **વર્ષાસનની સનંદની નકલો** એવી રીતે વિષયનુ મથાળુ સમજવુ

(૨) ૯૭–૯૯–૧૦૧–૧૦૩–૧૦૫ મા પૃષ્ટ ઉપર પાળીયાનુખત બદલે **કેટલીક વંશાવળીઓ** એવી રીતે વિષયનુ મથાળુ સમજવુ.



# પુષ્કરણા જ્ઞાતિની
# પ્રાચીનતા અને ગૌરવ.

# પ્રકરણ ૧ લુ



## બ્રાહ્મણ જાતિની પૂજ્યતા.

હજારો બલ્કે લાખો વર્ષ ઉપર આર્યજાતિ ઉન્નતિના શિખરે હતી આપણા કમનસીબે પ્રાચીન કાળનો યથાસ્થિત ઇતિહાસ મળી શકતો નથી જો કે ધર્મગ્રથોમા આપણી પુરાણી વ્યવસ્થા ને સમાજની સ્થિતિના વર્ણનો છૂટાછવાયા નજરે પડે છે બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–એ દ્વિજ જાતિના સસ્કારો, રીતરિવાજ અને આચારવિચાર, કોઈપણ પ્રજા કે યુગ કરતા ઉત્તમ હતા એ વાત સનાતન ધર્મના પ્રેમી એવા કોઈ હિંદુને સમજાવવી પડે એમ નથી

ઉપર પ્રમાણે આર્યજાતિ ઉન્નતિના શિખરે હતી તેનુ મૂળ કારણ બ્રાહ્મણોની પવિત્રતા, જ્ઞાન–ઉપાસના, બ્રહ્મનિષ્ઠા આદિ અનેક સિદ્ધિઓને લીધે એ મહાપવિત્ર વર્ણ મનુષ્ય-જાતિમા ગુરુ રૂપે પૂજાતી

રાજાઓ જેના ચરણમા શિર ઝૂકાવતા, તે બ્રાહ્મણ જાતિનુ દર્શન અને તેની કૃપા માટે સમાજને તીર્થ કરતા વધારે પ્રેમ હતો, કેમકે આલોક ને પરલોકને સુધારનાર વિદ્યુત્-શક્તિ કરતા અધિક તેજસ્વી વિદ્યાનુ તેઓ દાન કરતા સમાજને જીવત અને ઉન્નત રાખવા પોતાની શક્તિના તેજસ્વી કિરણો ચારે તરફ ફેલાવતા

અત્યારે પણ એ પવિત્રજાતિના વશજો પોતાના વડીલોના આચારવિચાર અને બુદ્ધિ શક્તિથી લાખો દરજ્જે ઉતરતા હોવા છતા અન્ય સર્વ વર્ણોમા પૂજનીય ગણાય છે બ્રાહ્મણ એટલે ભૂદેવ અર્થાત પૃથ્વી ઉપરનો દેવ આવી પુરાણીપ્રતિભાને લીધે અસખ્ય શ્રદ્ધાળુ ગ્રામવાસીઓ બ્રાહ્મણોને માન આપે છે—દાન આપે છે ને નમસ્કાર કરે છે

લગ્ન, મરણના પ્રસગની અને કથાકીર્તન જેવી સમાજને ઉચ્ચસ્થાને રાખવાની અનેક વિધિઓના હજી બ્રાહ્મણોજ આચાર્ય છે અત્યારે જેમ રાજસત્તા કાયદા ને સત્તાના બળથી પ્રજા ઉપર રાજ્ય કરે છે, તેમ પોતાના જ્ઞાન, તપશ્ચર્યા ને સિદ્ધિના બળથી પ્રજાના દેહ ને આત્મા ઉપર તેઓ રાજ્ય કરતા

જગતકર્તા પરમાત્માએ બ્રાહ્મણને પોતાના વિરાટ સ્વરૂપના મુખની ઉપમા આપેલી છે સર્વ વર્ણોમા બ્રાહ્મણો મને પ્રિય છે એવુ સાક્ષાત શ્રી ભગવાનનુ વચન છે

શ્રીરામચદ્ર, સીતાજી, જનક, શ્રીકૃષ્ણ આદિ અનેક વિભૂતિઓના યશચરિત્રમા, તેમજ ગીતા, મહાભારત, રામાયણ આદિ જગતની મહા સપત્તિરૂપ ગ્રથરત્નો તૈયાર કરવામા બ્રાહ્મણો—ઋષિવરો કારણભૂત હતા

આવી ગુરુરૂપ તેજસ્વી, સર્વવિદ્યાપારગત, અને દૃઢ મનોબળવાળી પવિત્ર જાતિના વશજો, સખ્યાબળ અને બીજી કેટલીક બાબતમા અત્યારે પણ હિન્દુપ્રજામા અગ્રસ્થાન ભોગવે છે

## બ્રાહ્મણ જાતિની પૂજ્યતા

આ પુરાણી જાતિનો ઇતિહાસ બ્રાહ્મણો અને બીજી જ્ઞાતિઓ યોગ્ય સ્વરૂપમા વાચે-વિચારે ને તેનો ઉપયોગ કરે તો ભારતની નિષ્પ્રાણ ગણાતી પ્રજામા અવશ્ય શક્તિ જાગૃત થયા વગર રહે નહિ મોટા સમુદ્રો અને મહાસાગરો નિર્મળ અને અખૂટ જળધોધ વહેનારી અનેક નદીઓથીજ બનેલા છે તેમ બ્રાહ્મણજાતિરૂપ સમુદ્રમા નાગર, ઔદિચ્ય, પુષ્કરણા, શ્રીમાળી વગેરે અનેક નાતગ ગાઓ એકત્ર થાય છે કહેવાની મતલબ એ છે, કે બ્રાહ્મણ જાતિની યથાર્થ મહત્તા અત્યારે પણ સમજવી હોય તો પુષ્કરણા જેવી અનેક નાતોના ભવ્ય ઇતિહાસ વાચવાની ખાસ જરૂર છે

ઘણા વર્ષોથી પુષ્કરણાબ્રાહ્મણજ્ઞાતિની મહત્તા અનેક ગજવ શમાં ચાલતી આવી છે તેનો ઉપયોગીવૃત્તાત પ્રમાણભૂત ઇતિહાસના આધારે હવે પછીના પ્રકરણોમા વાચવાથી ખાત્રી થશે

## પ્રકરણ ૨ જું.

### પુષ્કરણા બ્રાહ્મણજાતિ—તેનો વિસ્તાર અને કુલગૌરવ.

પ્રિય વાચક,

પહેલા પ્રકરણમા પુષ્કરણા બ્રાહ્મણોની મહત્તા વિષે સવિસ્તર લખવાનુ રહેવામા આવ્યુ છે તે અનુસાર આ રાજ્યમાન જાતિનો વિસ્તાર કેટલો છે, તેમની વસ્તી હાલ ક્યા ક્યા છે, અસલ તેમનુ વતન ક્યા હતુ, તેમના પૂર્વજોએ આચારવિચારની પવિત્રતા, ઉદારતા અને અનેક પરાક્રમ વડે પોતાની યશજ્યોતિ અગાઉ કેટલી પ્રજ્વલિત કરી હતી–તે વિષે સામાન્ય વર્ણન જાણવાની જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે

પાટણ, અમદાવાદ સુરત વડોદરા જેવા મોટા શહેરો અને કચ્છ કાઠિઆવાડ એટલે સમસ્ત ગુજરાતમા પુષ્કરણા બ્રાહ્મણોની ઘણી વસ્તી પથરાએલી છે તે ઉપરાત ખાનદેશમા જોધપુર, જેસલમીર, બીકાનેર, વગેરે મારવાડના રાજ્યોમા, કરાચી, હૈદ્રાબાદ, નગરકોટ જેવા સિધના મુખ્ય શહેરોમા અને ભાવલપુર, મુલતાન, તથા ડેરાઇસ્માઇલખાન સુધી અર્થાત્ ખાનદેશ, ગુજરાત, સિધ, પજાબ અને વાયવ્ય સરહદના પ્રાત સુધી ભારતવર્ષના પશ્ચિમ કિનારા ઉપર

પુષ્કરણા બ્રાહ્મણો અદ્યાપિ વસેલા છે આ વિશાળ પ્રદેશમા તેમની આસરે ૪૦ હજાર ઘર જેટલી વસ્તી ધારવામા આવે છે

જે સિધુનદીના તટ ઉપર હજારો વર્ષ ઉપર આર્ય જાતિના પૂજ્ય ઋષિમુનિઓએ વસ કરેલો વેદ અને ઉપનિષદ્‌ના પવિત્ર મત્રોનુ જ્ઞાન જ્યા સ્ફુરેલુ એજ પવિત્ર ને પ્રસિદ્ધ સિધુ પ્રદેશમા આ પુષ્કરણાજાતિ પ્રથમ વસતી વતી

ક્ષત્રિયજાતિ જેમ જેમ ભુજબળના પ્રતાપે પોતાનો રાજ્યવિસ્તાર કરતી ગઈ તે પ્રમાણે રાજ્યકુલગુરુ તરીકે પુષ્કરણા જ્ઞાતિના વિદ્વાન કુટુબો સ્વાભાવિક રીતેજ રાજ્યના અગભૂત બની રજપુતસ્થાનમા વિસ્તાર પામ્યા

રજપૂતો ધર્મનિષ્ઠ હોવાથી પોતાના આચાર્ય અને શિક્ષાગુરુ તરીકે બ્રાહ્મણજાતિની અપેક્ષા પ્રબળ થઈ પડી રાજ્યકુલગુરુનુ કર્તવ્ય ધાર્મિક ઉપદેશ, વિધિ અને શિક્ષા આપવામાજ સમાપ્ત થતુ નથી સાત્વિક ને ધર્મપ્રિય બ્રાહ્મણો રાજાઓને રાજનીતિમા પણ અનેક પ્રેરણા આપતા આ પ્રણાલિકા કુલગુરુ શ્રીવસિષ્ઠમુનિ ને રઘુકુળના સમયથી ચાલી આવેલી છે

આમ હોવાથી પ્રજાને પાળનાર ભૂપતિ અને તેને સપૂર્ણ ઓજસ્ આપનાર કુલગુરુનો સબધ વશપરપરા ચાલતો

રજપૂતસ્થાનની ક્ષત્રિયકુલભૂષણ અનેક વિભૂતિઓએ

ભારતનો મહિમા ચિરજીવ કર્યો છે તેના કારણોમા મુખ્યત્વે રાજા અને કુલગુરુ બ્રાહ્મણ જાતિનો જુદો પાડી ન શકાય એવો અનિવાર્ય સબધ હોવોજ જોઇએ.

સ્વતત્ર રીતે જોતા પણ માલમ પડે છે, કે લગભગ દોઢ હજાર વર્ષથી પુષ્કરણા—જ્ઞાતિએ રાજ્યમાન સ્થિતિમા રહી અનેક રીતે પોતાની પ્રતિભા ઈતિહાસના પાના ઉપર ચિરસ્મરણીય બનાવી છે

સિધુ પ્રદેશમાથી લુદ્રવા, મ ડોવર, જોધપુર, જેસલમીર ને બીકાનેરના ભાગમા વસવાટ કર્યો તે દરમિઆન આ જાતિના અનેક પ્રસિદ્ધ પુરુષોએ ઘણા ગામો મેળવેલા છે જેના વ શપરપરાના ઉપભોગ ત્યાની દેશી રિયાસતોના હક્કપત્રોમા અદ્યાપિ ચાલ્યા આવે છે

યજ્ઞયાગાદિ કરવાકરાવવામા આ જાતિનો સનાતન ધર્મપ્રત્યેનો પ્રેમ વિચારતા અત્ય ત માનવૃત્તિ પેદા થય વગર રહે તેમ નથી શાસ્ત્રમા કહેલા મોટા મોટા યજ્ઞસ મારભો અનેક વખત આરભીને દાનદક્ષિણામા બતાવેલી ઉદારતા ને ધર્મપ્રેમ ભાગ્યેજ બીજી જ્ઞાતિના ઈતિહાસમા માલમ પડશે

રસાયનવિદ્યા, જ્યોતિષ અને વદકવિદ્યાના સેવનમા પુષ્કરણાપ ડિતોએ પોતાની કુશળતા એટલે સુધી બતાવી હતી કે દિલ્હીપતિ બાદશાહ પણ એમના ચરણમા આવી આશ્રય ઇચ્છતા

## પુષ્કરણા બ્રાહ્મણજાતિ–એનો વિસ્તાર અને કુલગૌરવ

જેના પવિત્ર નામથી હજારો વંદન ધરે એવા શ્રીકૃષ્ણ-પ્રભુના સમયમા યાદવકુળના કુલગુરુ શ્રીગર્ગાચાર્યજી પુષ્કરણા જ્ઞાતિના હતા એટલાજ વિચારથી પુષ્કરણા જાતિ કેટલા પ્રાચીન સમયથી મહિમાવત જીવન ભોગવતી આવી છે, એનો અલ્પ ખ્યાલ સહેજે આવી શકે છે

ગીતા મ ગાવતા જેમ કોઈ મૂર્ખ માણસ પેંડુ લઈ આવે એવી જાતની ભૂલ કેટલાક વિદ્વાનોએ પુષ્કરણા બ્રાહ્મણો ને પુષ્કર તળાવ એ બે મળતા નામો છે એટલા ઉપરથી કરી છે તે વાચકોએ ખાસ ધ્યાનમા રાખવાની જરૂર છે એ માન્યતાને ઇતિહાસનો સર્વથા આધાર નથી એ વિવેચન સ્વતત્ર પ્રકરણમા આગળ કરીશુ

વિદ્યાની પ્રેમપૂર્વક ઉપાસના અને તેમા નિષ્ણાત થવાની ઉચી શકિત, રાજ્યની તેમજ પ્રજાની સર્વાશે કલ્યાણ કરવાની સ્વાભાવિક વૃત્તિ, રાજ્યના સુખ, વૈભવ ને યશવિપુલતાથી નહિ લેપાતા નિરતર જાગૃત રહેતી ધર્મપ્રિય મનોદશા અને ઉજ્જ્વળ જાતિ–અભિમાન આવા વિશાળ ને ઉમદા ગુણોની કથાઓ ને સસ્મરણો એટલા બધા છે, કે જેનો વિગતવાર ખ્યાલ એક જુદાજ ગ્રથમા આપી શકાય એમ છે, તોપણ તેનો યથાઘટિત ઉલ્લેખ પાછળના પ્રકરણોમા આપવામા આવશે જેથી આ પુરાણી અને પ્રસિદ્ધ પુષ્કરણા જ્ઞાતિનો પ્રભાવ યત્કિચિત જાણવામા આવી શકે

જેમ ગગા નદીની પવિત્રતા કાશીતટે છે તે ક…

હરદ્વારે—મૂળ ઉત્પત્તિસ્થાનકે અધિક છે તેમ હજારો વર્ષ ઉપર સિંધવારણ્યમા રહેતા પુષ્કરણા બ્રાહ્મણોની પવિત્ર કથા વધારે પ્રશંસનીય ને ઉજ્વળ છે તે સ્થિતિ જાણવાની જરૂર ને જિજ્ઞાસા વિશેષ આવશ્યક છે એટલે જે કથા શાસ્ત્રમા એક પવિત્ર આખ્યાન તરીકે વર્ણવેલી છે, તેને સુજ્ઞ વાચકો ધ્યાનપૂર્વક વાચશે એવી આશા છે



## પ્રકરણ-૩ જુ

## શ્રીમાળ ક્ષેત્રનો મહિમા.

શ્રીસ્કંદ પુરાણમા શ્રીમાળ ક્ષેત્રની કથા આવે છે. કૈલાસપતિ મહાદેવજીને એક વખતે કાર્તિકસ્વામીએ પૂછયુ કે, જેમા બ્રહ્માજી જેવા દેવ ને વસિષ્ઠ સરખા મુનિ નિવાસ કરે છે એવી ઉત્તમોત્તમ ભૂમિ પૃથ્વીના કયા ભાગમા હશે?

શંકર ભગવાન આ પ્રશ્નથી પ્રસન્ન થઇ તેનો ઉત્તર આપે છે—હે વત્સ, સાભળ.

અયોધ્યાના સ્વામી યુવનાશ્વરાજાના કુમાર માન્ધાતા કે જેને પૃથ્વી વરી હતી તે મહારાજાને ત્યા એક વખત વસિષ્ઠમુનિ પોતાના પત્ની અરૂધતી દેવી સાથે પધાર્યા રાજાએ આ આગમનથી પોતાનું જીવતર સફળ થયુ માની ઘણા ભક્તિભાવથી મુનિને પ્રણામ કરી પૂજાસત્કાર કર્યો

કાર્તિકસ્વામીએ જે પ્રશ્ન મહાદેવજીને પૂછયો હતો એજ ઉત્તમ ભૂમિ વિષે જાણવા—આ રાજાએ પણ મુનિને વિનંતી કરી

શ્રીવસિષ્ઠ—પૃથ્વીમા અર્બુદારણ્યમા (આબુની આસપાસનુ) અમારો આશ્રમ છે. સમગ્ર તીર્થોનુ પુણ્ય જ્યા રહેલુ છે એમ માનનારા સપ્ત ઋષિઓ આ પવિત્ર તીર્થમા સ્નાન કરવા આવે છે જ્યાઆગળ પાચ ગાઉના ઘેરાવાનો

શ્રીલક્ષ્મીજીનો એક ભવ્ય મહેલ આવેલો છે. હે રાજા, પહેલા આ જગાએ શ્રીમાળ[1] નામે ઘણું પ્રખ્યાત ક્ષેત્ર હતું

માધાતા—હે મુનિવર્ય, લક્ષ્મીજી ત્યા કેમ વસ્યા અને શ્રીમાળક્ષેત્રની કીર્તિ લક્ષ્મીજીના કયા વસ્વાસનથી થઈ તે વિષે કૃપા કરીને આપ કહો

વસિષ્ઠજી—રાજન્ પહેલા આ જગાએ મુનિકુળભૂષણ ભૃગુને ત્યા લક્ષ્મીજીએ શ્રી નામે અવતાર ધારણ કર્યો હતો કમળલોચની અને સ્તનસમાન તેજસ્વી આ કન્યકાને કયા, કોની સાથે પરણાવવી એના વિચારમા ભૃગુમુનિ અત્યત ચિ તાતુર રહેતા એવામા પ્રભુના મનરૂપ મુનિશ્રેષ્ઠ નારદજી ભૃગુ—આશ્રમે આવી પહોચ્યા

આ કન્યા લક્ષ્મીનો અવતાર છે, જગતની માતા છે, માટે ત્રિલોકમા સર્વ દેવોના અધિપતિ શ્રીવિષ્ણુ ભગવાન સિવાય અન્ય કોઈ યોગ્ય વર નારી નજરમા નથી આમકહી શ્રી નારદજી, મુનિને ચિ તામાથી મુક્ત કરી આ કામ સિદ્ધ કરવા વચન આપી, દેવાધિદેવ શ્રીજગન્નાથની સ્તુતિ કરતા ક્ષીરસાગર તરફ સીધાવ્યા

સર્વશક્તિમાન શ્રીભગવાને નારદજીની સ્તુતિથી સર્વ જગતનો અભ્યુદય કરનારી લક્ષ્મીજીનુ પાણીગ્રહણ કરવા નિશ્ચય કર્યો, અને માઘ માસના શુભ શુકલપક્ષની પાવનકારી

---

૧ આ શ્રીમાળક્ષેત્ર પાટણથી આશરે ૪૦ કોશ દૂર આવેલુ હતુ, એમ મનાય છે

એકાદશી ને મૃગશીર્ષ નક્ષત્રના શુભ યોગમાં લગ્નમુહુર્ત નિરધાર કર્યું.

જબ નહોતી લચ્છ, તબ ગોકુલકે ગોપાલ કહાયે
જબ નહોતી લચ્છ, તબ દધિનકો માટ ચુરાયે
જબ નહોતી લચ્છ તબ, ભરવાડ વિહાર કહાયે
જબ આઇ લચ્છ તબ ગોકુલાધીશ કહાયે

જગતપતિ જ્યારે લક્ષ્મીપતિ થયા તે સમયનો મહિમા અને આનંદ કોણ વર્ણવી શકે ? સુરમુનિઓના આનંદનો પાર રહ્યો નહિ સર્વ દેવતા અને મુનિઓના પૂજન પછી વિષ્ણુ ભગવાન ગરૂડે ચઢી વૈકુંઠ સિધાવે તે પહેલા લક્ષ્મીજીએ કહ્યું હે નાથ, જુદા જુદા સર્વ ગોત્રના ઋષિમુનિઓને–તેમના પરિવાર સહિત સમગ્ર બ્રાહ્મણકુળને આમંત્રણ આપી એકઠા કરવાની મારી ઇચ્છા છે



( અનુષ્ટુપ )

બોધે વસિષ્ઠ રાજને, આ સનાતન વારતા,
સાભળે આ કથા સારી, વિત્તથી દૂર ના થતા

આ ભૂમિ બ્રાહ્મણોને આપવાની અને ચિરકાળપયત પોતાનો નિવાસ ત્યા રાખવાની ઇચ્છા લક્ષ્મીજીએ ભગવાનને કહી એટલે પ્રભુએ કહ્યુ –હે દેવી, તુ જ સર્વને વરદાન દેનારી છે પરમ શકિત છે ઇચ્છા પ્રમાણે ખુશીથી આચરો

ગામ, નગર, અરણ્ય કે તીર્થમા જ્યા જ્યા ઋષિકુળ

વસતુ હોય ત્યાથી સર્વ બ્રાહ્મણોને બોલાવવા ભગવાનના સર્વ ગણો પ્રભુની આજ્ઞા માથે ચડાવી ચાલી નીકળ્યા

વળી શ્રીપ્રભુએ વિશ્વકર્માને બોલાવી આ ઉત્તમ ભૂમિ ઉપર એક અપૂર્વ નગરી રચવાની આજ્ઞા કરી અનેક મહેલોથી ભરપૂર આ નગરીને જોઈ મુમુક્ષુનું મન પણ લલચાઇ જાય એવી તેની ભવ્યતા નીરખી લક્ષ્મીજી પ્રસન્ન થયા

પ્રત્યેક હિંદુ પોતાના નવા ઘરનુ વાસ્તુયજ્ઞ કરે છે, તેનુ મૂળ કારણ આ કથામા માલમ પડે છે લક્ષ્મીજીનુ વચન છે, કે વિશ્વકર્માને સતોષવાને જે પુરુષ હવિ નહિ હોમે તેના ઘરમા શ્રીનો વાસ નહિ રહે

મહામહેશ્વરી લક્ષ્મીજીની બ્રહ્માજીએ સ્તુતી કરી અને લક્ષ્મીજીના નિમિત્તે સર્વ દેવતાઓના વિમાન તથા શ્રીના ચરણથી જે ભૂમિ પાવન થઇ અને માળાઓથી ઢકાઈ ગઇ તેને શ્રી એટલે લક્ષ્મીજીની પૂજા ખાતર જ્યા દેવતાઓની માળાઓનો ઢગલો થએલો તે ધામને શ્રીમાળક્ષેત્ર એવુ યથાર્થ નામ આપ્યુ



# પ્રકરણ–૪ થુ.

## બ્રાહ્મણપરિષદ્ ને લક્ષ્મીપતિનું સ્વાગત.

આપણે જોઇ ગયા કે —

ચારે દિશાએ ભગવાનના સર્વ ગણો બ્રહ્મપ્રિય બ્રાહ્મણ-કુળને બોલાવવા ગયા છે તે અનુસાર ગગા ગોદાવરીના તટે વસનારા તેમજ ગયા, પ્રયાગ, પ્રભાસ બદ્રિકાશ્રમ, કાશી ને સૈધવારણ્યના પુનિત ધામમાથી વેદને જાણનારા, યાજ્ઞિક નિષ્પાપી, મહાતપસ્વી એવા વિપ્રો, મુનિઓ અને ઋષિઓ ભગવાન અને લક્ષ્મીજીના આમત્રણને સ્વીકારી શ્રીમાળક્ષેત્રમા આવ્યા પૂજ્ય મુનિરાજ ગૌતમ પણ પધાર્યા હતા લગભગ ૪૦ આશ્રમમાથી પર (બાવન) હજાર જેટલી વિશાળ સખ્યામા વિવિધ ગોત્રના આ વિદ્વાન બ્રાહ્મણો એકત્ર થયા હતા *

આવા વિશાળ સંમેલનમા ૫૦ હજાર બ્રહ્મસમુદાય એકઠો થયો હતો તે સમયે બ્રાહ્મણકુળમા કોઈ જાતના

*અહી કહેવાની બાબતેજ જરૂર છે, કે આવડા વિશાળ સમુદાય એકત્ર થયો હતો, છતા તેમનામા બાર ભૈયા ને તેર ચોકાની સકુચિત દષ્ટિ ન હતી તેમનામા સહભોજન ને પરસ્પર કન્યા વ્યવહાર નિશક હતો ખરી રીતે જડ અને સાકડા હૃદયના કેટલાક જ્ઞાતિલાઓ જેઓ પુર્વજોની ભોજન અને કન્યા વ્યવહારની પ્રથાને સ્વીકારી શકતા નથી એવાઓને આ પૂર્વજો જુએ તો તેમને કેટલુ દુખ થાય તેનો વાચકોએ વિચાર કરવો ઘટે છે

ભેદાભેદ ન હતા અલબત્ત નિવાસના સ્થાન પરત્વે, ( જેમકે શ્રીમાળી ) વરદાન નિમિત્તે ( જેમકે પુષ્ટિકરા ) અથવા પોત પોતાના ગોત્ર ઉપરથી જુદી જુદી સંજ્ઞા કે શાખા ઉપરથી તેઓ ઓળખાતા

આ મહાસંમેલન જોઈ વિષ્ણુ ભગવાન અત્યંત પ્રસન્ન થઈ લક્ષ્મીજીને આ પ્રમાણે કહે છે હે દેવી–

कुर्वाणा विमलव्योम महोभि स्वशरीरजै ।
यदर्थमनिशं देवि पालयामि जगत्रयम्
तपन्ति विश्वकर्तारो वेदाधारा द्विजातय ॥
हविंषि सुकृतान्येतै ब्राह्मणैर्हुतभुङ्मुखे ॥
आदायेंद्रश्च वृष्टिं वै करोत्यन्नाय भूतले ।
हविषा तर्पिता देवा नरैर्नानाध्वरेषु च ॥
यभिर्दुष्पौरुषान् दैत्यान जयति शतश पगान् ।
यतेभ्य पृथिवी श्रेष्ठा सशैलवनकानना ॥
यषामर्थं निजांशाशैरवतारान् करोम्यहम् ।
मर्त्यलोके जनै सर्वैरेते याज्याहि देववत् ।

**ભાવાર્થ**:––બ્રાહ્મણોના શરીરના તેજે કરી આકાશ નિર્મળ થાય છે જેને માટે હુ આ ત્રણ જગત્ નિત્ય પોષુ છુ વેદને આધારે તપ કરનારા, જગતને સર્જનારા, અગ્નિમા સુયોગ્ય રીતે હુતદ્રવ્ય હોમી પૃથ્વીમા જળવૃષ્ટિ કરવા ઇંદ્રને પ્રેરનારા બ્રાહ્મણોના વિવિધ પ્રકારના યજ્ઞો વડે દેવતાઓ પ્રસન્ન રહે છે એ જ યજ્ઞબળથી સેકડો દુષ્ટ દૈત્યો નાશ પામે છે પર્વત ને જંગલવાળી આ પૃથ્વી બ્રાહ્મણોથીજ

શ્રેષ્ઠ છે એને માટેજ–બ્રાહ્મણ તથા ધર્મની રક્ષા સારૂજ–હુ અવતાર ધારણ કરૂ છુ તેટલા માટે સર્વ જનોને મનુષ્ય-લોકમા દેવની જેમ બ્રાહ્મણો પણ પૂજવા લાયક છે

હે પ્રિયે, બ્રાહ્મણોના સદ્ધર્મકર્મપ્રભાવે તેઓ ભૂદેવ કહેવાય છે ધર્મના રક્ષક ને પ્રાણિમાત્રના સાચા શિક્ષક બ્રાહ્મણોજ છે

આ રીતે શ્રી ભગવાને બ્રાહ્મણોની સ્તુતિ કરી, અને વિપ્રોએ ભુવનેશ્વરી લક્ષ્મીજીને નમસ્કાર કરી આમત્રણનો હેતુ અને આજ્ઞા સાભળવા મધુર વચનથી વિનતી કરી

વિશ્વકર્માની અદ્ભુત કળાથી સૂર્યસમ પ્રકાશતુ, અમરાપુરીથી અધિક ભવ્ય, સુશોભિત, મણિમાળાથી ઝગઝગતુ અને સ્તભ–ગોખ–કિલ્લા ને તોરણોની રચનાથી સર્વને મનોહર શ્રીલક્ષ્મીજીનો અવર્ણનીય મહેલ બ્રાહ્મણોને પ્રથમ બતાવવામા આવ્યો પછી આનદમા મસ્ત બની બ્રહ્મમડળ વય, તપ ને વિદ્યામા શ્રેષ્ઠ ગૌતમમુનિને પ્રમુખસ્થાને નિયત કરી પરિષદ્ રૂપમા ગોઠવાઈ ગયુ

હર્ષવડે રોમાચિત એવા લક્ષ્મીએ જ્ઞાનના–ભડાર સર્વ ભૂદેવોની પૂજા કઈ વિધિએ કરવી એમ ભગવાનને પૂછયુ ત્યારે પ્રભુએ, પ્રથમ વાસ્તુપૂજન કરી બ્રાહ્મણોને દાન દેવાનો સનાતન માર્ગ સમજાવ્યો તથા આઠ ભડારને બ્રાહ્મણોના ઘરમા રહેવાની આજ્ઞા કરી

ત્રિલોકપતિની બ્રાહ્મણસમાજે સ્તુતિ કરી બ્રાહ્મણ

જેમને વહાલા છે એવા વિભુએ પૂજાપદાર્થ લઇ વિપ્રોનુ વિધિપૂર્વક પૂજન કરવા તૈયારી કરી

બ્રહ્માજી—૫૦ હજાર બ્રહ્મમંડળમા જે સર્વશ્રેષ્ઠ હોય તેની હે પ્રભુ, પ્રથમ પૂજા કરવી જોઈએ

આગીરસ બ્રાહ્મણો—હે નારાયણ, સર્વગુણ-સપન્ન વેદવિદ્દ મુનિરાજ ગૌતમ સર્વશ્રેષ્ઠ છે તેમની પૂજા પ્રથમ કરો

અન્ય ઋષિગણ—હે નાથ, આપ સર્વજ્ઞ છો પ્રમાણ છો આપનીજ પૂજા થવી જોઈએ આપને યોગ્ય લાગે તેમ કરો

સૈંધવારણ્યવાસી બ્રાહ્મણો—હે સુરેશ્વર, એક ગૌતમની પૂજા કરવાથી પંક્તિભેદ થશે બધા બ્રાહ્મણો તપસ્વી ને સમાન અધિકારને યોગ્ય છે, માટે હે પુરુષોત્તમ સર્વને સમાન રીતે ગણી એક સાથે પૂજન થાય એ વધારે યોગ્ય છે

આ પ્રમાણે મતભેદ થવાથી આગીરસો છેડાઈ પડયા. ક્રોધિત બની સૈંધવારણ્યવાસીઓને, "તમને વેદ નહિ આવડે" એવો શાપ આપ્યો સ્વમાનની રક્ષાર્થે બ્રહ્મવિદ્યા જાણનારા ૫૦૦૦ બ્રાહ્મણો પોતાના સિંધુપ્રદેશમા ચાલી નીકળ્યા

સોનાના ૧૦૦૮ કમળની માળા વરૂણ દેવતાએ બ્રાહ્મણોને અર્પણ કરી લક્ષ્મીજીએ, જેઓ સુવર્ણકમળથી ઉત્પન્ન થયા તેમને કલાદ-સોનીના હુન્નરે આજીવિકા મેળવી બ્રાહ્મણની સેવા કરવા સૂચવ્યુ આજ પ્રસગે શ્રી વિષ્ણુએ બ્રાહ્મણોની આજ્ઞાનુ પાલન કરવા શ્રીમાળી વણિક ઉત્પન્ન કર્યા

## પ્રકરણ—૫ મુ.

### આશ્ચર્યજનક ઘટના

**શાપથી મુક્ત બની સૈ ધવારણ્યવાસીઓ પુષ્ટિકરા અથવા પુષ્કરણા બ્રાહ્મણો થાય છે.**

આધુનિક સમયની સુધરેલી કહેવાતી પ્રજાઓ સમાનતાનો હક્ક સાબીત કરવા જ્યારે દ્વેષભાવથી લડાઈઓ કરે છે ત્યારે આ સિંધુવાસી વિપ્રકુળે વિદ્યાના બળથી પોતાની ઉચ્ચતા સર્વને બતાવવા તપશ્ચર્યા આદરી કેટલાક એવે પક્ષ રજુ કરશે, કે ગૌતમની પૂજા કરવામા સિંધુવાસી વિપ્રમંડળ શા માટે સમત ન થયુ—તેના જવાબમા **गुणा पूजास्थान गुणिषु न च लिंग न च वय ।** નુ સૂત્ર વિચારવા લાયક છે વળી વિશ્વામિત્ર પોતાનો તપપ્રભાવ ઋષિમંડળમા સ્વીકૃત કરાવવા કેવા કેવા ને કેટલા પ્રયત્નો કરેલા તે સારી રીતે જાણીની વાર્તા છે તપ કે સિદ્ધિ જ્યા રહે છે ત્યા માનભરેલી રીતે રહેવાનો તેનો કુદરતી સ્વભાવ છે આટલા વિચાર પછી સિંધવાસી વિપ્રોનુ આચરણ કોઇ રીતે ઓછા માનને પાત્ર થતુ નથી એટલુ નિવેદન આ સ્થળે અનુચિત નહિ ગણાય એવી અમારી નમ્ર માન્યતા છે

સિંધવાસીઓની ઉગ્ર તપશ્ચર્યાથી સાગરદેવે પ્રસન્ન થઇ સારિકા નામની એક રાક્ષસી ઉત્પન્ન કરી તે શ્રીમાળ ક્ષેત્રમાથી બ્રાહ્મણકન્યાઓનુ હરણ કરી પાતાળમા લઇ જવા લાગી બ્રાહ્મણો અ ય ન ત્ર ન પ મી ગયા અને ઘણા વર્ષ સુધી

તે પ્રસિદ્ધ ભૂમિ મનુષ્ય ને વનસ્પતિથી રહિત તથા વાઘ સિંહાદિથી ભરપૂર બની ગઈ

મૃગયા ખેલવા નીકળેલો પરાક્રમી શ્રીપુંજ નામનો રાજા શ્રીમાળ દેશમા આવી પહોચ્યો તેની વેરાન દશા જોઈ રાજાએ આબુમા રહેતા તે બ્રાહ્મણોની પાસે પોતાના દૂત મોકલીને તેમની રક્ષા કરવાનુ જણાવ્યુ આથી આબુમાથી તે ભયભીત વિપ્રો શ્રીમાળમા પુન આવી વસ્યા શ્રીપુંજ રાજાએ મહાદેવજીના પ્રતાપથી સારિકાને વશ કરી બ્રાહ્મણોને સુખી કર્યા બ્રહ્મકુળને પૂજ્ય માનનારા શ્રીપુંજના સમયમા સેકડો ઉત્સવો પુન ચાલુ થયા

એક સમયે એક બ્રાહ્મણ કન્યા પકડાઈ ગઈ તેના આક્રંદ અને સ્તુતિથી વિપ્રકુળની કુળદેવી સુરભિએ તે બાળાને સહાય કરી રાત્રિસમયે પોતાની રક્ષામાથી કન્યાહરણ કરનાર રાક્ષસીને એવી બાધી લીધી કે તે ન ઉભી રહી શકે તેમ ન કયાય જઇ શકે આવી સ્થિતિમા શ્રીપુંજ અત્યત ક્રોધ પામી સારિકાને હણવા આવી પહોચ્યો અને શિરોચ્છેદક એક બાણ ચઢાવ્યુ

હે રાજા, મને મારીશ નહિ સિંધના બ્રાહ્મણોના તપોબળે આ હકીકત બની છે શરણાગતને જીવાડનાર મહારાજા, એવુ કંઈક કરો કે જેથી શાપિત સિંધુવાસી બ્રાહ્મણો શાંત થાય અને મારી પણ રક્ષા થાય બ્રાહ્મણકન્યાને છોડી દઈ ભયથી ધ્રૂજતી સારિકાએ રાજાને પ્રાર્થના કરી

( અનુષ્ટુપ )

મૂણીને વેણ તે ભીના, શ્રીપુજ હર્ષ પામતો,
વિપ્રો પ્રસન્ન સૌ થાશે, સર્વત્ર દૂત પાઠવો

સારિકાએ આગળ ચલાવ્યુ —

મન, વાણી ને કાયાથી બ્રાહ્મણોને પૂજો જેથી તેઓ પ્રસન્ન થશે ને કષ્ટની પણ શાતિ થશે હે રાજન્ આ બાણુથી કદાપિ મારૂ મૃત્યુ નથી પરતુ વિપ્રના હિતાર્થે આ પ્રસ્તાવ હુ કરૂ છુ પરિણામે રાજાએ દ્વિજવરોને બોલાવવા પોતાના દૂતો મોકલ્યા

આનદજનક વચનોથી દૂતોએ બ્રાહ્મણોને નમસ્કાર કરી શ્રીપુજ આપ સર્વને બોલાવે છે એમ કહ્યુ શ્રીગર્ગની આજ્ઞા લઈ સર્વ વિપ્રો શ્રીમાળ આવ્યા રાજાએ અર્ઘપાદ્યાદિ ઉપચાર-પૂર્વક જયોક્તિથી ને વસ્ત્રાલકારાદિથી બ્રાહ્મણોની પૂજા કરી

શ્રીપુજના આનદનો પાર રહ્યો નહિ પછી તેણે સારિકાને પૂછ્યુ કે આ કયુ આશ્ચર્ય છે? તુ નથી આકાશમા જઈ શકતી વા નથી જમીન માર્ગે ચાલી શકતી ! !

હે રાજા, હુ આ બ્રાહ્મણકન્યાના કુળની દેવી છુ સદા આ લોકને વિપત્તિથી બચાવુ છુ આ સારિકાને સ્તભિત કરનાર હુજ છુ તારા ઉપર પ્રસન્ન થઈ છુ જે ઇચ્છા હોય તે વરદાન માગી લે પ્રત્યક્ષ થઈને મહાલક્ષ્મી, જગદબા સુરભિએ કહ્યુ

હે જગતની માતા દેવના દર્શન વ્યર્થ જતા નથી એ

સનાતન રીતિ છે ધર્મરક્ષા કરનારી ઇંદિરે, આ સારિકાને શાપમુક્ત કરી બ્રાહ્મણોની આજ રીતે રક્ષા કરો રાજાએ પ્રાર્થના કરી

ધર્મતત્ત્વમા વિચક્ષણ સર્વે સિંધવાસીઓએ મહાદેવી સુરભિની પ્રાર્થના કરી રાજાના સત્કારથી પ્રસન્ન થએલા હે તપસ્વી બ્રાહ્મણો, રાજાએ તમારો સત્કાર કર્યો છે ને તમારી સ્તુતિથી હુ અત્યંત પ્રસન્ન થઇ છુ ઉત્તમ વરદાન ખુશી થઇને માગો

વરદાયિની શ્રીસુરભિએ સંધવારણ્યવાસી વિપ્રોને આ પ્રમાણે કહ્યુ

શ્રીલક્ષ્મીજીના કૃપાવચન સાભળી તે વિપ્રોએ આગીરસ બ્રાહ્મણોએ આપેલા શાપમાથી મુક્તિ માગી

બ્રાહ્મણોનુ રક્ષણ કરનાર સુરભિએ નીચેના મગળ વચનો શ્રીમુખે ઉચ્ચાર્યો

वेदवेदाग तत्वज्ञा भविष्यथ द्विजर्षभा ।
उदारा राजपुज्याश्च शुद्धा सर्तोगिण सदा ॥
ब्राह्मणाना पुष्टिकरा धर्मपुष्टिकरास्तथा ।
ज्ञानपुष्टिकरा तस्मात् पुष्कर्णाख्या भविष्यथ ॥
विवाहे कार्यसमये सान्निध्यं मम सर्वदा ।
श्रीमालेऽवस्थिता ये हि श्रीमालाख्या भविष्यथ ॥

ભાવાર્થ –હે ઉત્તમ બ્રાહ્મણો, (૧) તમે વેદવેદાગના તત્ત્વને ઉત્તમ રીતે જાણનાર થશો (૨) હમેશા ઉદાર ને

રાજપૂજ્ય ગ્હેશો (૩) બ્રાહ્મણો, ધર્મ અને જ્ઞાન એ ત્રણેની પુષ્ટિ કરનારા તમે હવે પુષ્કરણા બ્રાહ્મણ કહેવાશો (૪) વિવાહ વગેરે સર્વ મગળકાર્યમા હુ તમને સહાય રહીશ

અને જે શ્રીમાળમા ગ્હ્યા છે તે શ્રીમાળી કહેવાશે (શ્રીમાળક્ષેત્રમા બ્રાહ્મણસમેલન થયુ ત્યાસુધી પુષ્કરણા બ્રાહ્મણો, નાગર બ્રાહ્મણ કે બીજી જાતના કોઈપણ ભેદભાવ કે વિભાગો ન હતા શ્રી લક્ષ્મીજીના વચનથી અમુક બ્રાહ્મણો પુષ્કરણા કહેવાયા અને કેટલાક શ્રીમાળી કહેવાયા, અર્થાત સ્થાનપરત્વે, તપ કે સિદ્ધિના મહિમાથી કે વરદાનથીજ વિપ્રકુળના નામો પડેલા છે બ્રાહ્મણોના આધુનિક જ્ઞાતિ પ્રકાર તો ત્યારપછીજ ધીમે ધીમે થએલા છે)

શ્રીપુજ, નારિકા ને પુષ્કરણા બ્રાહ્મણોનુ આ આખ્યાન જે સાભળશે તેને ભૂત કે ગ્રહની વિપત્તિ નહિ નડે એમ કહેતા વશિષ્ઠ કહ્યુ હે રાજા માન્ધાતા, શ્રીમાળક્ષેત્ર ને પુષ્ટિકરા બ્રાહ્મણોની મહાકથા પૂરી થઈ વાચકો, પવિત્ર આખ્યાન સાભળી આપણને પણ ઘણો આનદ થયો

જે કથા શ્રીકાર્તિકસ્વામીએ મહાદેવજી પાસેથી સાભળી તે સદાનર્વદા કલ્યાણદાતાજ હોઈ શકે શ્રીપુષ્ટિકરા કે પુષ્કરણા બ્રાહ્મણો અમલ સિધુદેશના વસનારા મહા તપસ્વી બ્રહ્મવેત્તા બ્રાહ્મણો છે એની સ્પષ્ટ પ્રતીતિ શાસ્ત્રજન્ય આખ્યાનમાથી આપણે જાણી હવે તે રાજપૂજ્ય કીર્તિવાન જાતિની શક્તિ, રાજ્યભક્તિ, ધર્મપ્રીતિ વગેરે વિષયની પુષ્ટિદાયક કથાઓ વિગતવાર આપણે જાણીએ તે જરૂરનુ

છે એ ઉપરથી તેઓ સુખસન્માનભોક્તા ને આબાદ કેવી રીતે થયા તે આપણે યથાર્થ જાણી શકીએ એટલે શ્રી-વિષ્ણુથી પૂજાએલા, લક્ષ્મીજીની કૃપા પામેલા શ્રી પૂજથી સત્કારિત ને સારિકાની સહાય ને સુરભિના વરદાનથી ગૌરવ પામેલા પુષ્કરણા બ્રાહ્મણોનો નામમહિમા, નિવાસસ્થાન વગેરે ઉપયોગી માહિતી શાસ્ત્રાધારે આપણે જાણી ચૂક્યા એટલે આપણા વિષયમા આગળ ગતિ કરીએ એજ ઇષ્ટ છે

---

## પ્રકરણ—૬ ઠ્ઠું.

---

### પુષ્કરતીર્થવાસી બ્રાહ્મણો તે પુષ્કરણા નથી.

કેટલાક વિદ્વાનો અપૂર્ણ તપાસના આધારે એવો મત ધરાવે છે, કે પુષ્કર તળાવ ઉપર વસતા ઓડ લોકોને નાહરરાવ પઢિયાર નામના રાજાએ બળાત્કારે બ્રાહ્મણોની સાથે જમાડી બ્રાહ્મણ બનાવ્યા તેજ પુષ્કરણા બ્રાહ્મણો !!!

શાસ્ત્ર, ઇતિહાસ ને તર્કના આધારથી રહિત પાયાવગરની આ માન્યતા સર્વાંશે અસત્ય છે એ વિષે યોગ્ય ખુલાસો આપણે જાણવો જોઇએ

કુદરતી નિયમ પ્રમાણે જે પ્રજા અમુક સ્થાનમા ઉત્પન્ન થાય છે તે ભાગમા તેની આબાદી લાંબા સમય સુધી માલુમ પડે છે એ ન્યાયે જોતા પુષ્કરણા બ્રાહ્મણો સિંધમાથી મારવાડમા ને ત્યાથી કચ્છ ગુજરાતમા ફેલાઈ હજી ત્યાજ

વસેલા છે આ બાબત મારવાડ રાજ્યની નોંધમા સપ્રમાણ સ્વીકારેલી છે

પુષ્કરના ગોર-પડ્યા સાથે આ જાતિને બીલ્કુલ સબધ કે સમાનતા નથી કપડા ને ઘરેણા પહેરવાના સ્ત્રીઓના રિવાજ સિધને મળતા આવે છે તદુપરાત બોલીચાલીમા પણ સિંધી શબ્દો સ્પષ્ટ રીતે માલમ પડે છે આ બધા કારણો સ્વય સાબીત કરે છે, કે પુષ્કર તીર્થવાસી બ્રાહ્મણોને પુષ્કરણા બ્રાહ્મણો સાથે કોઈ પણ જાતનો સબધ નથી, અને એમ હોવાથીજ પુષ્કરતીર્થમા એક પણ પુષ્કરણા બ્રાહ્મણનુ ઘર માલમ પડતુ નથી

પુષ્કરણા બ્રાહ્મણો પુષ્કર તળાવની ઉત્પત્તિ પહેલા મારવાડ, જોધપુર પ્રદેશમા વસતા હતા એ વાત સ્વય ટૉડ સાહેબ કબુલ કરે છે તો પછી પુષ્કર તળાવ ઉપરથી પુષ્કરણા નામ પડયુ એ માન્યતાને હાસ્યજનક નહિ તો બીજુ શુ કહી શકાય !

આવીજ રીતે જો શોધખોળ થતી હોય તો કોઈ એમ પણ કહી શકે કે—જોધપુરથી ૪૦ માઈલે પોકરણ ગામ છે, માટે પુષ્કરણા પોકરણના વતની હોવા જોઈએ !!! પરતુ આવી હાસ્યાસ્પદ માન્યતા કોઈ સુજ્ઞ સ્વીકારી શકે નહિ સિન્ધી અથવા પુષ્ટિકરા એ બને આ જાતિના સાર્થક નામો છે સિધુદેશના રહેવાસી બ્રાહ્મણોને શ્રીલક્ષ્મીજીની પ્રસન્નતાથી પુષ્ટિકરા નામ મળે છે એ વાર્તા શાસ્ત્રાધારે હમણાજ આપણે જોઇ ગયા ને તે બરાબર છે

દેશી રિયાસતોના લેખો દીવાના પ્રકાશની પેઠે સ્પષ્ટ કહે છે, કે પુષ્કર તળાવ સં ૧૨૦૦ થી ૧૨૫૦ દરમિઆનના અરસામા બંધાવવામા આવ્યુ છે શ્રી ટૉડ સાહેબ કહે છે કે ભોળો ભીમ, પૃથ્વીરાજ ને સમરસિંહના સમયમા મંદોરમા નાહરરાવ પઢિયાર રાજ્યકર્તા હતા એજ નાહરરાવે પુષ્કર તળાવ બંધાવેલુ છે,

> સંવત માન બારોત્તર, પુષ્કર બાંધ્યો વામ
> પેમપાલ ! નાહરાવ ચૈ કિયા નિશ્ચલ નામ

છતા અફસોસની વાત છે, કે **અજમ કથા** નામના લેખમા સ્વયં ટૉડ સાહેબ બિચારા, પુષ્કરણા બ્રાહ્મણો ને પુષ્કરવાસી એવી ભ્રાંતિમા ફસાઈ પડે છે તેમની માન્યતા તદ્દન ગલત છે એમ હજી આગળ આપણે વિશેષ રીતે જોઈ શકીશુ

---

## પ્રકરણ—સાતમુ

### પુષ્કરણા બ્રાહ્મણોની પ્રાચીનતા અને ચરિત્રપ્રભાવ.

સં ૨૦૯ લુદ્રવાનિવાસી શ્રી બ્રહ્મદત્ત પંડિતે શુક્રની ઉપાસના કરી શુક્રદેવને પ્રત્યક્ષ કર્યા ત્યારથી તે ગ્રહના અસ્ત પછી શુભ-કાર્યમા દોષ નહિ માનવાનો રિવાજ લુદ્રજાતિના પુષ્કરણામા ચાલે છે કહેવાએ અર્થાત્ લુદ્રવાના પુષ્કરણા બ્રાહ્મણે તારો ઉતાર્યો એવી કહેવત હજી લોકમા પ્રચલિત છે ( મારવાડ રાજ્યની નોંધ પૃ-૧૮ જુઓ )

સ –૨૧૩ જોધપુર રાજ્યના નાગોર પ્રાંતમા ડેહરૂ ગામ છે ભાટી રાજા દેવરાજને બચાવનાર શ્રી હરવશજી રાજગોર પોતાની કુળદેવી ડેહરૂ માતાને સાથે લઈ સિંધમાથી મારવાડના યાદવ રાજ્યમા આવ્યા તેજ વખતથી ડેહરૂ ગામ વસેલુ છે બાધા એટલે પુરોહિત પુષ્કરણાની કુળદેવતા તે ડેહરૂમાતાની બાધા વગેરે ત્યા જઈનેજ કરવામા આવે છે

સ –૨૨૨ જૈનાચાર્ય રત્નપ્રભુસૂરિએ ઓસિયા નગરના પવાર રજપુતોને જૈન બનાવ્યા તે વખતે ૪ ગોત્રના પુષ્કરણા બ્રાહ્મણો સેવક અથવા પાડે જાતિના બની જાય છે

સ –૫૩૧ ભાટી રાજા ગજૂરાવ, ગીજનીની ગાદી સ્વાધીન કરે છે, ત્યારે લાહોરની અમલ ગાદી રાજકુમાર લોમનરાવને મળે છે તે લાહોરપતિનો વિવાહ સબધ લુદ્રવા-નરેશ પવાર વીરસિહની કન્યા સાથે થાય છે તે વખતે વીરસિહ પોતાના રાજગુરુ–આચાર્ય પુષ્કરણાને કોહલા નામનુ ગામ તામ્રપત્રના લેખ સાથે મળેલુ છે પાછળથી તે ગામ આચાર્ય પોતાના ભાણેજને આપે છે જેસલમીરની પાસે પાચ ગાઉ નજીક આ ગામ આવેલુ છે, અને તે હજી સુધી પુષ્કરણા બ્રાહ્મણોના અધિકારમા છે ( જેસલ૦ તવારીખ પૃ–૧૩૫ જુઓ )

આ ઉલ્લેખ સાબીત કરે છે, કે સાડા ચૌદસો વર્ષ પહેલા પુષ્કરણા બ્રાહ્મણોની વસ્તી હતી અને વિશેષે કરીને તેઓ રાજમાન્ય હતા

સ -૫૭૫ લુદ્રજાતિના પુષ્કરણા શ્રી હરવ શજીએ અશે-ષભોજ વિષ્ણુયાગના સમારભમા ૭ દિવસ સમગ્ર જ્ઞાતિબ-ધુઓને આમત્રણ આપી ભોજન સાથે પ્રત્યેકને રૂપીઆ બબ્બે દક્ષિણા આપ્યાની નોધ ભાટની નોધમા માલૂમ પડે છે

ન -૭૨૭ સાતલમેરના તુવાર રાજા શ કરદેવની કન્યા સાથે ભાટી રાજા સાથેના લગ્ન પ્રસગમા છાગાણી કુળના પુષ્કરણા પુરોહિતે ઉત્તમ ગોઠવણ કરી હતી તે બદલ પોકરણ નજીકનુ બાકના ગામ મળેલુ જે અદ્યાપિ બ્રાહ્મણોના ભોગવટામા છે

સ -૮૭૭ તણોટના ભાટી રાજા તરાડજીએ વાનપ્રસ્થા-શ્રમ સ્વીકારી પ્રથમના ટકશાળી વ્યાસ માનજી ગુરુ પાસે કથાવાર્તા સાભળી જીવન ગુજાર્યું હતુ તે માનજીની રભા નામે દીકરી પ્રખ્યાત પુરોહિત દેવાયતજીના પુત્ર દીનજી સાથે વરી હતી

## સ -૮૯૮—એક મહાન પ્રસગ—
## રાજગુરુ દેવાયતજીની સ્વામી ભક્તિ

શ્રી ટૉડ સાહેબે જેસલમીરના ઈતિહાસના બીજા અધ્યાયમા રાજા દેવરાજનો પ્રસગ લખેલો છે એજ હકીકત જેસલમીર રાજ્યની તવારીખના ૧૮ મા પૃષ્ઠમા આપેલી છે અને ઉપરથી નીચેની ઘટના ઉતારવામા આવી છે

જેસલમીરના ભાટી રાજાઓના પૂર્વજો તણોટ નગરમા રહેતા હતા ન -૮૭૦ (ઇ સ ૮૧૪) મા વિજયરાજ

ગાદી ઉપર હતા તેને દેવરાજ નામે એક પુત્ર હતો આ ભાટી રાજપૂતોને ભટિંડાના વારાહ કુળના રજપુતો સાથે ઘણુ વેર હતું આ ઝગડામા ઘણી વખત પરાજય મળવાથી ભટિંડાના રજપૂતોએ એક નીચ કાવતરૂ રચ્યુ કુવર દેવ-રાજ ભટિંડાનરેશની કન્યા સ્વીકારે તો બને પક્ષમા શાંતિ થાય એવો કરાર થયો આ ઉપરથી લગ્ન સમયે ૧૩૦૦ રજપૂતોને સાથે લઈ વિજયરાજ ભટિંડા ગયા પેલા વિશ્વા-સઘાતી રજપૂતોએ દગાની ગોઠવણ અગાઉથી કરીજ હતી એટલે વિજયરાજ પોતાના ૧૩૦૦ રજપૂતો સાથે મૃત્યુને પામે છે કુવર દેવરાજ આવી વિષમ આફતમાથી વારાહ રજપૂતોના વશપરપરાથી પૂજ્ય ગણાતા કુલગુરુ દેવાયતજીની સહાયથી બચી જાય છે

એક સાઢણી ઉપર દેવરાજ પલાયન કરી જાય છે, દુશ્મનો પુઠે પડેલા છે સાઢવાળો કુવરને બચાવી નહિ શકાય એમ લાગવાથી દેવાયતજીનુ ખેતર આવતા કુલગુરુને સર્વ વૃત્તાત કહી દેવરાજની સોપણી કરી ચાલ્યો જાય છે ત્યા પગેરૂ આવી પહોચે છે તીવ્રબુદ્ધિના પુરોહિતજી સમય સૂચકતા વાપરી દેવરાજને જનોઈ પહેરાવી દે છે, પણ એક ચતુર રજપૂત પગેરૂ બરાબર ઓળખી કાઢી કુલગુરુને કહે છે, કે અમારો ચોર તમારા ખેતરમા છે તે આપી દો, નહિ તો સર્વે જીવથી જશો

આ પાચ મારા દીકરા છે ને છઠ્ઠો હુ છુ અહી

અન્ય કોઈ છેજ નહિ તમારો ચોર અહીં ક્યાથી હોય ? પુરોહિતે નીડરતાથી જવાબ આપ્યો

બરાબર આજ સમયે પુરોહિતની પુત્રવધૂ ખાવાનુ લઈ ખેતરમા આવે છે તે આ મામલાથી તદ્દન અજાણ છે રજપૂતો તેને પૂછે છે—

તમારા સસરાને કેટલા દીકરા છે ?

પુત્રવધૂ—ચાર

રજપૂત—તો આ પાચમો કોણ છે ?

પુત્રવધૂ—કોઇ ચોર હશે !

દેવાયતજી—(વહુને એક તમાચો મારીને)

અરે ! આ સમય મશ્કરી કરવાનો નથી ચોર હોય તે કાઇ ખેતરમા નીંદવા સારૂ રહેતો નથી દીયરની મજાક કરવામા નાહક હુ માર્યો જઇશ, માટે સાચી વાત કહો

હિમત રાખી પુરોહિતજીએ બાજી ફેરવી નાખી અને ચાલાક પુત્રવધૂએ સસરાજીના કહેવાનો મર્મ બરાબર સમજી લીધો

પુત્રવધૂ—મે મારા સસરાના ચાર દીકરા કહ્યા તેમા મારા પતિની ગણતરી નથી કરી આટલા માણસોમા પતિને બતાવવા તે સ્રીને માટે યોગ્ય નથી જેને મે ચોર કહ્યો તે તો મારા નાના દિયર છે

આ દ્વિઘા વાતચીતથી રજપૂતોનો સશય વધ્યો

રજપૂત—( દેવાયતજીને ) ઠીક છે આપનું કહેવું યથાર્થ હશે જો એમજ હોય તો તમે સર્વ એકજ પાત્રમા સાથે ભોજન કરો પછી સશયનુ કોઈ કારણ નહિ રહે જો તેમ નહિ બને તો સર્વને દેહાતદડ પ્રાપ્ત થશે

આકરી ધર્મકસોટી આવી પડી સકટમા સપડાએલા એક રાજકુમારને બચાવતા આખુ કુટુબ જાતિભ્રષ્ટ થાય એ આ ધર્માત્માને અસહ્ય લાગ્યુ તેમ શરણે આવલા દેવ-રાજને યેન કેન પ્રકારે જીવતદાન અપાવવુ તે પણ પોતાની અનિવાર્ય ફરજ થઈ પડી

દયાળુ અને રાજભક્ત દેવાયતજીએ, છેવટે આપભોગનો માર્ગ પસદ કરી પોતાની કુશાગ્ર ને સમયવર્તી બુદ્ધિથી રાજકુમારને બચાવી લીધો

સર્વ સાથે જમવાથી ખેતરનુ કામ બગડશે એમ સમજાવી બબ્બે જણા સાથે જમે એવી યુક્તિ રચી પરિણામે દેવરાજને કુલગુરુનો નાનો પુત્ર રતનુ સાથે જમ્યા ! ઉદાર ધર્મવૃત્તિથી શરણાગતને સહાય કરવામા પ્રાણપ્યારા પુત્રને જાતિભ્રષ્ટ થવા દીધો ! !

દયાની, ધર્મની, પરોપકારની અને રાજ્યભક્તિની ઉચી વૃત્તિવાળા આ દેવાયતજી પુષ્કરણા જ્ઞાતિનુ રત્ન હતા એ વાચકોએ ભૂલવુ જોઇએ નહિ.

રતનુ ચારણ જાતિમા દાખલ થાય છે, અને તેનો વશ અત્યારે પણ રતનુ–ચારણ નામે ઓળખાય છે

ધર્મની ખાતર આત્મભોગ આપનાર આ પિતાપુત્રની સહાયથી દેવરાજને જેસલમીરનુ રાજ્ય પ્રાપ્ત થાય છે આ પ્રસગને લીધે દેવાયતજીના વશજો જેસલમીર રાજ્યમા અધુના પણ માનમરતબા સાથે ઘણી ઉચ્ચ સ્થિતિ ભોગવે છે



## પ્રકરણ ૮ મુ.



### પુષ્કરણા બ્રાહ્મણોની પ્રાચીનતા અને ચરિત્રપ્રભાવ

પ્રતાપી દેવાયતજીના પ્રસગ ઉપરથી બે-ત્રણ અનુમાનો આપણા લેખને સ્વાભાવિક રીતેજ પુષ્ટિ આપે છે,

પુષ્કરણા બ્રાહ્મણોને ઓડ જાતિના અને પુષ્કરતીર્થના રહેવાસી હતા એમ લખનાર ટૉડ સાહેબ સ્વય માન્ય રાખે છે, કે—દેવરાજને સહાય આપનાર દેવાયતજી રાજ્યકુલગુરુ હતા, અને નવમા સૈકાની શરૂઆતમા આ પ્રસગ બન્યો હતો

બીજી બાજુએ વિચારતા પુષ્કર તળાવ ૧૩ મા સેકાની શરૂઆતમા નાહરરાવે આબાદ કર્યું—એમ તે સાહેબ સિદ્ધ કરે છે આ બે માન્યતા પરસ્પર વિરુદ્ધ છે પુષ્કરવાસી એજ પુષ્કરણા બ્રાહ્મણો એમ માનીએ તો દેવાયતજી નવમા સૈકામા ક્યાથી આવ્યા ? આવી ૩૦૦-૪૦૦ વરસની દેખીતી ભૂલ એમની માન્યતામા ખુલ્લી માલમ પડે છે તાત્પર્ય એ છે, કે પુષ્કરણા બ્રાહ્મણો સિંધુદેશનાજ વતની હોય

મારવાડ, જોધપુર આદિ રાજસ્થાનમા કાલક્રમે વસ્યા છે– એની વિરુદ્ધ એક પણ દલીલ કે અધાર માલમ પડતા નથી, અને ખોટી માન્યતાને ગેરસમજ સિવાય આધાર પણ શો હોઇ શકે ?

બીજુ–– દેવાયતજી, જે પોતે રાજપૂતોના વશપરપરાના પૂજ્ય કુલગુરુ હતા, તેના પ્રતાપી ને શુદ્ધ બ્રહ્મકુળને પુષ્કરણાને બદલે ઓડ જાતિનું માનવુ તે કલ્પના પણ સાધારણ મનુષ્યના ભેજામા આવી શકે તેમ નથી જો એમ હોય તો પ્રાણપ્યારા પુત્રને ચારણ જાતિમા કેમ જવા દેત ? પ્રાયશ્ચિત્તથી તેનો યોગ્ય નિકાલ લાવી શકાય એમ હતુ, પણ ખરી હકીકત તો એ છે, કે પુષ્કરણાજ્ઞાતિમા પરજ્ઞાતીલા સાથે ભોજન લેનાર અથવા અભક્ષ્ય ખાનારને જિંદગીપર્યંત જ્ઞાતિબહિષ્કૃત કરવાનો રિવાજ વશપરપરાથી અપવાદરહિત ચાલતો આવેલો છે

સ –૬૭૬ ભાટી દેવરાજ જ્યારે લુદ્રવા સર કરે છે ત્યારે ત્યાના પવાર કુળના રાજગુરુ પુષ્કરણા બ્રાહ્મણોની પ્રતિષ્ઠા સ્વીકારી કિલ્લેદારી તથા કદોરાબધ દક્ષિણા આપવાનુ કબુલ કરે છે તે એક તામ્રલેખના આધારે સ્પષ્ટ રીતે જાણી શકાય છે.

સ –૬૨૯ શ્રી દેવાયતજીના પુત્ર દીનજીના હસ્તે બધાએલુ દીદાસર નામનું તળાવ તે અદ્યાપિ એજ નામથી ઓળખાય છે

સ–૯૬૬ લુદ્રવા નગરના ભાટી રાજાના ગુરુશ્રી લલ્લુજી ટકશાળી કુળના પુરોહિત હતા તેમને આ સમયે વ્યાસની પદવી આપવામા આવી તેમના વશજો વ્યાસ અટકથીજ ઓળખાય છે શ્રી લલ્લુજીના વશમા ૭–૮ પેઢીથી સુવર્ણ બનાવવાની રસાયન–વિદ્યા ચાલતી આવી હતી એ વિદ્યાના પ્રભાવે શ્રીલલ્લુ વ્યાસે લક્ષભોજ નામનો મહા વિષ્ણુયાગ કર્યો હતો દૂરદૂરથી સમસ્ત જાતિના બ્રાહ્મણોને બોલાવી અનેક દિવસ ભોજન આપી પ્રત્યેકને વાસણો, વસ્ત્રો અને સોનામહોરોની દક્ષિણાથી સત્કાર આપવામા અત્યારના હિસાબે કરોડો રૂપીયા ખરચવામા આવ્યા હતા ઉદારતા અને ધર્મપ્રેમની વિશાળતાનો આવો નમુનો ભાગ્યેજ બીજી જ્ઞાતિમા મળી આવશે

સ–૧૦૨૫ લુદ્રવા નગરમા એક લઘુ વિષ્ણુયાગ કરવામા આવ્યો હતો

સ–૧૧૨૧ લુદ્રવા નગરમા પુંકરણા ચોવટીઆ જોશી મોતીરામજીનો વિવાહ થયો હતો દૈવકર્મે એક સમયે હોલિકાના દર્શન કરતા જોશીજી બળીને ગુજરી ગયા તે સમયથી તેમના વશમા હોળીનુ દર્શન કે તેનો ઉત્સવ કરવાનો રિવાજ નથી આ મોતીરામજીના વશમા કેટલીક પેઢી પૂર્વે શ્રી પ્રવરજી નામના ઘણા પ્રતાપી જ્યોતિષી થયા હતા કહે છે, કે શુક્ર અને બૃહસ્પતિએ મનુષ્યરૂપ ધારણ કરી જોશીજીને પૂછયુ કે, પડિતજી, અત્યારે ગુરુ કયા હશે ? જોશીજીએ ગણિતાધારે પાતાળ અને સ્વર્ગ સુધી જોયુ તો

કાઈ પત્તો મળ્યો નહિ અતમા પૃથ્વીને વિષે ગણતરી કરતા જોશીજીએ કહ્યુ કે--भगवन् आप वने मनुष्य रूपे मारे घेर पधार्या छो

આ બનાવથી ચોવટીઆ જોશીનુ કુળ ઘણુ પ્રખ્યાત છે

સ—૧૨૧૨ મહારાધિપતિ નાહરરાવના સમયમા લુદ્રવાનરેશ ભાટી જેસલજીએ જેસલમીર વસાવ્યુ હતુ તે સમયે લુદ્રવાના સર્વ પુષ્કરણા કુટુબને જેસલજીએ પોતાની સાથે લાવી કિલ્લેદાર, પુરોહિત, ગુરુ, મુત્સદ્દી જેવા ઉચ્ચ અધિકારો આપી રાજગઢના કિલ્લામાજ વસાવેલા છે તે વશના સતાનો અદ્યાપિ કિલ્લામા જ વસે છે, અને તેમના આશરે ૭૦૦ જેટલા ઘર હાલ મોજુદ છે

આટલા સક્ષિપ્ત વિવેચન ઉપરથી સવત્ ૨૦૯ થી એટલે આજથી ૧૮૦૦ વર્ષ અગાઉના સમયથી વર્તમાન કાળ પયતનો ઇતિહાસ આપણે આધાર સાથે જોઈ શકયા આ ૧૬૦૦ વર્ષ દરમિઆન તેઓ સુખી અને માન ભરેલી દશામા હતા એ પણ ૨+૨=૪ થાય એના જેટલુ નિશક છે

આ સમય પુષ્કર તળાવના સમય સાથે સરખાવતા પુષ્કરની સ્થિતિ પહેલા ૧૦૦૦ વર્ષ પૂર્વે પ્રતાપી પુષ્કરણા-જાતિ રાજસ્થાનમા પોતાનો યશ મહિમા વધારતી હતી એ તરત સમજાય તેમ છે

સવત્ ૨૦૯, ૮૯૮, ૯૬૬, ૧૧૨૧, અને ૧૨૧૨

ના બનાવ તરફ વાચકોનુ ફરીને ધ્યાન ખેચવાની જરૂર છે તે સમયમા જયોતિષ વિષયમા તલસ્પર્શી નિપુણતા, યજ્ઞયાગદ્વારા ધર્મપ્રેમ અને નિસીમ ઉદારતા તેમજ શ્રી દેવાયતજીનુ પરમ બોધદાયક ચરિત્ર વિચારતા આપણને સહજ માલમ પડે છે, કે પુષ્કરણા બ્રાહ્મણોની ઉજ્જ્વળ કારકીર્દી ઈતિહાસમા હમેશને માટે અમર રહી અન્યજ્ઞાતિઓનુ તે તરફ માનભરેલી રીતે ધ્યાન ખેચાય એટલી પ્રબળ ને સ્વભાવિક છે

અતમા, આ બને પ્રકરણો જાણ્યા પછી એક બે ઉપયોગી અનુમાનો તરફ વાચકોનુ લક્ષ ખેચી આ પ્રકરણ પૂરૂ કરીશુ

આજથી લગભગ ૧૮૦૦ વર્ષ ઉપર પુષ્કરણા જ્ઞાતિમા આચાર્ય, બોધા, પુરોહિત વગેરે ભિન્ન ભિન્ન ગોત્રની સજ્ઞાઓ માલમ પડે છે તે ઉપરથી આપણી પ્રાચીનતા કેટલી આધારવાળી છે તે બરાબર સમજી શકાય છે

સાતમા અને આઠમા પ્રકરણમા તેમજ હવે પછીના બે પ્રકરણોમા પુષ્કરણા જ્ઞાતિની પ્રાચીનતા બતાવવા ઉપરાત જે ગૌરવવાળો ઈતિહાસ, ચરિત્રો, બનાવો વગેરેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે મહિમા તો, સમસ્ત પુષ્કરણાજ્ઞાતિના પૂર્વજોનો હોવાથી ભૂતકાળનો ઇતિહાસ અને સર્વને સરખુ અભિમાન લેવા લાયક વડીલોનો વારસો છે આ પૂર્વાર્ધના ઈતિહાસના સમયમા ગુજરાતવાસી પુષ્કરણાઓ મડોવરમા રહેતા હતા સિધવાસી ઋષિઓના વશજો હોવાનુ

અભિમાન ધરાવનાર પુષ્કરણા કુટુબોએ પોતાના ગોત્રમા તે તે કુટુબના વડીલોએ પરાક્રમ કે પ્રભાવથી મહિમા મેળવ્યો હોય તેને પ્રગટ કરવાની વિશેષ જરૂર છે આશા છે, કે આ ગ્રથના ઉત્તરાર્ધમા ગુજરાતવાસી પુષ્કરણા સમાજનો યશમહિમા વર્ણવવામા આવશે



## પ્રકરણ—૯ મુ.

### શ્રી લક્ષ્મીજીના વચનથી પુષ્કરણા જ્ઞાતિને મહત્તા અને સમૃદ્ધિ વરેલી છે—કેટલાંક દૃષ્ટાંતો

#### (૧) પ્રસિદ્ધ રાજપૂત રાજ્યોનુ કુલગુરુત્વ

યદુવશી ગજ્યમા પ્રભુ શ્રીકૃષ્ણચદ્રનો સમય આજથી ૫૦૦૦ વરસ પહેલાનો માનવામા આવે છે તે પ્રાતસ્મરણીય વશમા શ્રી ગર્ગાચાર્યજી કુળગુરુપદે હતા જેમના ચરણે શ્રી પ્રભુ પણ વદન કરતા એ ગુરુ શ્રીગર્ગાચાર્ય પુષ્કરણા જાતિના હતા

શ્રી કૃષ્ણની ૧૭ મી પેઢીએ ગજબાહુએ ગીજની વસાવ્યુ તે સમયે પણ રાજનિષ્ઠ પુષ્કરણા બ્રાહ્મણોનો વિસ્તાર અફ્ગાનિસ્તાન સુધી થવા પામ્યો હતો

શ્રી કૃષ્ણના સમયમા યાદવોની રાજધાની દ્વારિકામા હતી એટલે પુષ્કરણા સમાજનો કચ્છ–ગુજરાતમા વિસ્તાર થાય એ સ્વાભાવિક છે

ગજબાહુના સમયમા ખોરાસાન તરફ વસવાટ થવાથી તે સમયના પ્રતાપી પુષ્કરણા બ્રાહ્મણોએ બધાવેલા દેવાલયો અદ્યાપિ માલમ પડે છે

લગભગ ૧૨૦૦ વર્ષ ઉપર ભાટી દેવરાજના પૂર્વજ યદુવશી ભાટી નામના રાજાએ ભટનેર (હાલનુ બિકાનેર રાજ્યનુ હનુમાનગઢ) વસાવેલુ તે સમયથી ભાટી કુળમા પુષ્કરણા બ્રાહ્મણોનુ રાજ્યગુરુપણુ ચાલ્યુ આવે છે

આ ઉપરાત, પવાર, વારાહ, રાઠોડ ને સિસોદીયા વશમા–એટલે સમસ્ત રજપૂત સસ્થાનોમા આ પ્રાચીનજાતિ અત્યારે પણ ગુરુપદે વિરાજમાન છે

ભાટીઆ, ઓસવાલ વગેરે જે નાતો રજપૂતમાથી બની છે તેમા પણ આ જાતિનીજ મહત્તા સ્વીકારવામા આવેલી છે

(૨) નારાયણસર તીર્થના પુરોહિતો પુષ્કરણા બ્રાહ્મણો છે

સિધ ને કચ્છની વચ્ચે સમુદ્રકિનારે નારાયણસર તીર્થ નામે એક પ્રસિધ્ધ ધામ આવેલુ છે યદુવશી રાજપૂતો પોતાની યાત્રા સફળ કરવા પોતાના કુળગુરુને સાથે લઈ અહી આવતા, ત્યારથી પુષ્કરણાજાતિ આજસુધી અહી વસેલી છે

(૩) બીજા પ્રકરણમા કહેવામા આવ્યુ છે તેમ કુળ ગુરુના ઉચ્ચપદ પર વિરાજમાન રહેતી જાતિ રાજ્યકુટુબને અનેક રીતે સસ્કાર ને સહાય આપી રાજ્યની સેવા કરે છે

રાજકુમારોને વિદ્યાસંસ્કાર આપવામા, અને વેદવેદાંગ, મહાભારત, રામાયણ, ભાગવત, ધર્મશાસ્ત્રો, ઇતિહાસ આદિના ઉંડા અભ્યાસથી રાજકુટુંબ તેમજ મંદિરોમા ધર્મનો ઉપદેશ આપી "રાજ્ય કથા વ્યાસ"ની પદવી શોભાવવામા રાજયસ્થાનના અગ્ર રાજ્યોમા પુષ્કરણાજ્ઞાતિજ હાલ પ્રધાનપદ ભોગવે છે

(૪) રાજ્યજ્યોતિષી તરીકે પુષ્કરણા બ્રાહ્મણોની કીર્તિ ઘણી ઉંચી કક્ષાએ પહોંચી હતી શ્રી બ્રહ્મદત્તજીએ શુક્રના તારાને નીચે ઉતાર્યો, અને શ્રીપ્રવરજીને ત્યા શુક્ર અને બૃહસ્પતિ દેવ સ્વયં પધાર્યા હતા એથી વિશેષ આશ્ચર્ય જનક પ્રસંગ બીજો શો હોઇ શકે?

જેસલમીરના વંશાનુવંશ પુરોહિત શ્રીરાધોજીના પ્રતાપી પુત્ર શ્રીચંડુજી ભાસ્કરનો અવતાર ગણાતા તેમનુ બનાવેલુ ચન્ડુપંચાગ પ્રાચીન ને પ્રતિષ્ઠિત પંચાગોમા ઉંચુ માન ધરાવે છે આ જોશીજીના વંશજો ચંડવાણી જોશી કહેવાય છે તેઓએ જ્યોતિષવિદ્યાના ચમત્કારી ગ્રંથો લખેલા તે આપણને મળી આવે છે કેટલાય દક્ષિણી બ્રાહ્મણો પુષ્કરણા ગુરુઓ પાસેથી આ વિદ્યા શીખેલા છે યુદ્ધ જેવા વિનાશક પ્રસંગમા જ્યોતિષના પ્રતાપે જય મેળવી માગલિયાવાસ (અજમેર તાબે) જેવા ગામ પુષ્કરણા બ્રાહ્મણોને મળેલા છે

અહી ગુજરાતમા પણ મહારાજા શ્રીગણપતરાવ, આનંદરાવ અને ગોવિંદરાવ ગાયકવાડ સરકાર પાસે ફલિતજ્યોતિષના અદ્ભુત ચમત્કારો બતાવવામા આવેલા જેના પરિણામે

નિયત થએલા સંખ્યાબંધ વર્ષાસનો આજ સુધી પળ્યા છે ને પળે છે આ હકીકતના દાખલાઓ અને વિગતવાર વર્ણન આ ગ્રંથના ઉત્તરાર્ધમા આપવામા આવશે

(૫) પુષ્કરણાજ્ઞાતિમા વૈદ્યકવિદ્યાનુ સેવન કરનાર ઘણા કુશળ પુરુષો થઈ ગયા છે બીકાનેર વસાવનાર બીકાજી મહારાજના રાજરાણીને પ્રસૂતિપીડામાથી મુકત કરી ગામ મેળવનાર વ્યાસ દેવઋષિજીના પુત્ર જુહાજી પુષ્કરણા કુળના હતા જોધપુર, બીકાનેર વગેરે રાજ્યોમા રાજ્યવૈદ્યના પદ ઉપર હાલ પણ પુષ્કરણા બ્રાહ્મણોજ છે

### (૬) રાજ રક્ષક જયદેવજીની ઉદાત્ત રાજનિષ્ઠા.

રાજ્યકુળને પરમ સહાય આપનાર શ્રી દેવાયતજીનુ ચરિત્ર ગયા પ્રકરણમા આપણે જોઈ ગયા એટલીજ ઉમદા રાજભક્તિનુ બીજુ દષ્ટાંત શ્રીજયદેવજીના વીરને છાજે તેવા ઉત્તમ કર્તવ્યપાલનથી પુષ્કરણા જ્ઞાતિની કીર્તિમા અધિક ઉમેરો કરે છે

રાઠોડવંશના જોધપુરનરેશ યશવંતજીના પુત્ર અજીત સિંહની રક્ષા જયદેવજીએ ઘણા કષ્ટ વેઠી બહાદુરી સાથે કરેલી છે મહારાજા યશવંતસિંહનુ કાબુલમા મરણ થતા રાજરાણીને મારવાડ તરફ આવવુ પડ્યુ લાહોરમા અજી તસિંહનો જન્મ થાય છે બાદશાહ આ બાળકુમારને રાજ્યહક્ક નહિ આપતા પકડવાનો પ્રયત્ન કરે છે અનેક રાજપૂત વીરોના પરાક્રમથી કુમાર ઘેરામાથી બચવા પામે

છે પુષ્કરણા જ્ઞાતિના પુરોહિત જયદેવજી નાસી છૂટેલા તે અજીતસિંહને આબુના પહાડોમા ૭ વર્ષ રાખી તેનુ જતન કરે છે આ ઉપકારના બદલામા જ્યારે વીરશિરોમણી સરદાર દુર્ગાદાસના પ્રયાસથી અજીતસિંહ ગાદીનશીન થાય છે ત્યારે તેમણે પોતાના હસ્તાક્ષરથી નીચેનો યશસ્વી લેખ લખી આપેલો છે

માતા મારી થાવરી, પિતા પ્રાન પ્રમાણ,
જન્મ લીયો જશવત ઘર, જોધતિલક જોધાણ

## (૭) અનેકના કલ્યાણ માટે એક પુષ્કરણા બ્રાહ્મણનો વીરતાપૂર્ણ આત્મભોગ

અમદાવાદ શહેર વસાવતા બાવા માણેકનાથને મળતો બીજો ચમત્કાર આ કથામા આપણે જોઈ શકીએ છીએ જોધપુર વસાવનાર મહારાજા જોધાજી જ્યારે કિલ્લો બધાવતા હતા, ત્યારે ચિડિયાનાથ નામનો એક સિધ્ધ વિરુદ્ધ પડયો ક્રોધ પામી તેણે કિલ્લો થવા દીધો નહિ તેના નિવારણ સારૂ પાયાના ચણતરમા જીવતા મનુષ્યનો ભોગ આપવાનુ નક્કી કરવામા આવ્યુ પુષ્કરણાજ્ઞાતિના પુરોહિત કુળના એક બ્રાહ્મણે પ્રસન્નતાપૂર્વક અનેકના કલ્યાણ માટે પોતાની આહૂતિ આપી (મારવાડ તવારીખ ૩ જો ભાગ–પૃ–૧૮૩ જુઓ)

આત્મભોગ અને વીરતાના અનેક દૃષ્ટાંત પુષ્કરણા-જ્ઞાતિના ભવ્ય ઈતિહાસમાથી આપણને મળી શકે તેમ છે

જોધપુર કુમાર અજીતસિંહ દિલ્હીપતિ શાહજહાની નોકરીમા હતા કેટલીક ખટપટને લીધે તેનુ ખૂન થયુ

તેના શબને સુરક્ષિત રીતે પાછું મેળવતા રજપૂતોને ભારે જંગ ખેડવો પડયો આ ધર્મયુદ્ધમા પુરોહિત વ્યાસ શ્રી ગિરિધરજીએ રજપૂત સૈન્યના સેનાધિપતિ બની બાદશાહી ફોજ સામે લડતા લડતા આત્મસમર્પણ કર્યું (મારવાડ તવારીખ ભા ૩ પૃ-૧૮૨)

(૮) જોધપુર નરેશ અજીતસિંહને એક વખત બાદશાહની ખંડણી ભરવાની હતી તે વખતે દિલ્હીપતિ પાસે બાહેધરીમા-પુરોહિત શ્રી જગતજીના પુત્ર શિવકૃષ્ણજીએ રહીને પોતાના વિદ્યાપ્રભાવે બાદશાહને ખુશ કરી ખંડણી માફ કરાવી રાજ્યોને આવી અનેક રીતે પુષ્કરણા બ્રાહ્મણોએ સહાય કરેલી છે

(૯) રાજ્યના ભકત, સહાયક, પ્રતિનિધિ અને રક્ષક તરીકે રાજ્યની કેવી રીતે સેવા બજાવી છે તેનો ખ્યાલ ઉપરના દૃષ્ટાંતોથી આપણને આવી શકે છે તદુપરાત નગરશેઠ તરીકે રાજ્યોને ધનની સહાય આપવામા અને રાજ્યના ઉંચા હોદ્દાઓ ભોગવવામા પુષ્કરણાજ્ઞાતિએ પોતાની મહત્તા ચિરંજીવ કરી છે આશરે ૪૦૦ વર્ષ ઉપર ફલોદીના રહીશ કપટા શિવજીએ જોધપુર દરબારને ધનની મોટી સહાય કરી હતી તે ઉપરથી શ્રી શિવજીને બોહોરા એવી પદવી આપવામા આવી હતી તેથી તેમના વંશજો-કપટાઓ આજે બોહોરા કહેવાય છે

તામ્રપત્રો, લેખો, અનેક પસાયતા અને ગામો વગેરે ઉપરથી પુષ્કરણાજ્ઞાતિની યશજ્યોતિ જેવી જાજવલ્યમાન

પ્રકટી છે એવીજ ઉન્નતિ અધુના પણ વેપાર, હુન્નર, વિદ્યા અને ધનવૃદ્ધિમા પુ'કરણા કોમ ભોગવે છે

આ ઉપરથી પુરાણી ને પ્રસિદ્ધ પુષ્કરણાજાતિનો પ્રભાવ આપણા ખ્યાલમા આવે છે હવે પછી ગુજરાતમા વસેલા પુ'કરણા આગેવાનોએ અનેક વર્ષાસનો મેળવી પૂર્વની ખ્યાતિને માતબર કરી છે—એ વિષે જ્યારે આપણે પાછળના મહિમાવાન પ્રકરણો વાચીશુ ત્યારેજ આપણી ખાત્રી થશે, કે ગુજરાતમા પણ અનેક પ્રતિષ્ઠિત પુરુષોએ રાજમાન્ય સ્થિતિ પ્રાપ્ત કરી ઉજ્વળ ઇતિહાસ પોતાના વશજો માટે મૂકેલો છે

---

## પ્રકરણ–૧૦ મુ.

---

### મહત્તા.

### ધર્મપ્રિય પુષ્કરણા બ્રાહ્મણકુળની મહત્તા આચારવિચાર અને જાત્યાભિમાન વિષે.

અસલથીજ તેજસ્વી બ્રાહ્મણકુળની આધુનિક સ્થિતિ પણ સુખી ને માન ભરેલી છે જે વૃક્ષનુ મૂળ પ્રતાપી ને મજબુત તેનો ઘટા વિસ્તાર વિશાળને સમૃદ્ધ હોય તે કુદરતી છે

પુષ્કરણા બ્રાહ્મણોનો મોટો ભાગ વિવિધ રિયાસતોમા વશપરપરાના મળેલા માનવતા હક્ક ભોગવી સુખી જીવન ગાળે છે કેટલાક વેદકને જ્યોતિષમા નિપુણતા મેળવી ઉત્તમ

સ્થિતિ ભોગવે છે બાકીનામાથી ઘણા નોકરી ને વેપારાદિમા તથા કેટલાક ગોરપણાથી પોતાની જીવનયાત્રા પૂરી કરે છે

યજ્ઞયાગ કરવા ને બ્રહ્મભોજન કરાવવુ એ, આ જાતિનો સ્વભાવ હોય એમ લાગે છે દાન લેવા કરતા દાન આપવાની તેમની ક્ષત્રિયોચિત ઉદારતા ને ધર્મવૃત્તિ પ્રથમથીજ પ્રસ શનીય છે વૈભવ ને સમૃદ્ધિમા હજારો વર્ષથી ઉછર્યા છતા, લોભને વશ બની અર્થસગ્રહ કરી રાખવાની વૈશ્યવૃત્તિ પુષ્કરણાબ્રાહ્મણોમા માલમ પડતી નથી સિધુતટની તપશ્ચર્યા ઋષિઓના આ વશજોમા બરાબર ઉતરેલી માલમ પડે છે

સમગ્ર જાતિને દુષ્કાળના સકટમાથી ઉગારનાર પ્રતાપી, ઉદાર ને દયાળુ નાથાજીનો ઉત્કટ જ્ઞાતિપ્રેમ ભાગ્યેજ બીજી જ્ઞાતિમા માલમ પડશે

એક વખત નિરતર વરસાદની તાણ ભોગવતા મારવાડમા ભયકર દુકાળ પડયો બધી વસ્તી નાસભાગ કરવા લાગી

જેસલમીર ને જોધપુરના પ્રતાપી પુરોહિતોએ સમગ્ર નાતને એકત્ર કરી વિશાળ ભોજનશાળાઓ ઠેકઠેકાણે સ્થાપન કરી ગામેગામ પુષ્કરણા બ્રાહ્મણો નોકરીમા હોવાથી એક પણ પુષ્કરણા બ્રાહ્મણને આ દુર્ભિક્ષ રાક્ષસની જરા પણ અસર પહોચી શકી નહિ આ સુસ્મરણીય બનાવ નીચેની કહેવતમા નાથાજીની અમર કીર્તિનુ આપણને સ્મરણ કરાવે છે

ન્યાત ન્યાતમે હોતો નાથો,
તો કાહેકો લોગ માગને જાતો

દાન આપવામા જેમ પુષ્કરણા બ્રાહ્મણોને વિશેષ પ્રીતિ છે તેમ અન્ય બ્રાહ્મણોની દાન લેવાની વૃત્તિ તરફ આ જાતિને અત્યત તિરસ્કાર છે લાબા સમયથી ધર્મનુ સેવન કરવાથી અને વૈભવી ને ઉદાર જીવન ભોગવવાની ટેવથી આ સ્થિતિ તેમનામા સ્વાભાવિક થઈ પડી છે

દાન વિષયના મનુસ્મૃતિ જેવા પ્રમાણગ્રથો તરફ આ સ્થળે નજર નાખવાથી પુષ્કરણા બ્રાહ્મણોનો ગરવો સ્વભાવ યથાથ છે, કે કેમ તે વધારે સ્પષ્ટ થશે

(૧) अध्यापनमध्ययन यजन याजनं तथा
दान प्रतिग्रह चैव ब्राह्मणानामकल्पयत् ॥

મનુ૦ અ૦ ૧ શ્લો, ૩૮

ભાવાર્થ—ભણવુ, યજ્ઞ કરવો ને દાન દેવુ એ પરમાર્થ વૃત્તિને પોષનારા ત્રણ કર્મો અને ભણાવવુ, યજ્ઞ કરાવવો ને દાન લેવુ તે સમાજરક્ષા અને આજીવિકાને અનુકૂળ ત્રણ કર્મો મળી છ કર્મ બ્રાહ્મણે કરવા જોઇએ

(૨) प्रतिग्रह समर्थोऽपि प्रसग तत्र वर्जयेत्
प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्म तेज प्रशाम्यति

મનુ૦ અ૦ ૪ શ્લો ૧૮૬

**ભાવાર્થ**—દાન લેવુ એ બ્રાહ્મણનુ કર્મ છે, પરતુ સામર્થ્ય વગર તે લેવાની મના છે શક્તિમાને પણ બ્રહ્મતેજની રક્ષા કરવા દાન લેવાના કમથી બચવુ જોઇએ

(૩) **दुष्कृत हि मनुष्याणामन्नमाश्रित्य तिष्ठति**
**यो यस्यान्न समश्नाति स तस्याश्नाति किल्विषम्** (અત્રીસ્મૃતિ)

**ભાવાર્થ**—મનુષ્યોના દુરાચરણનુ પાપ તેના અન્નમા રહે છે એટલા માટે એવા દુરાચારીનુ દાન લેનાર સ્વય પાપભાગી બને છે માત્ર શુદ્ધ વૃત્તિથી આજીવિકા ચલાવનારનુ દાન લેવા યોગ્ય છે

(૪) **सावित्री मात्र सारोऽपि वर विप्र सुयत्रित·**
**नायत्रित श्री वेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥**

મનુ૦ અ૦૨ શ્લો ૧૧૮

**ભાવાર્થ**:—વેદવિક્રય કરનાર અને સર્વ કોઈનુ ખાનાર ચારે વેદને જાણતો હોય તોપણ તે ઉત્તમ બ્રાહ્મણ નથી કિન્તુ ઉપરના બને દુષ્કર્મથી બચનાર વિપ્ર કેવળ ગાયત્રીમત્ર જાણતો હોય તો તે સદાસર્વદા શ્રેષ્ઠ છે

આ રીતે ધર્મશાસ્ત્રની આજ્ઞાને અનુસરી પ્રાય સમગ્ર જ્ઞાતિ દાન લેવાના અસત્ કર્મથી બચી ગઈ છે તે ધર્મતેજ પુષ્કરણા બ્રાહ્મણો અદ્યાપિ જાળવી રહ્યા છે

**બંધુપ્રેમની અવધિ અને અપૂર્વ ઉદારતા —**

જોધપુરનરેશના ગુરુ તાપાજીએ કાઇ સંતાન ન હોવાથી પોતાના ભત્રીજા ગિરિધરજીને દત્તક લીધો સમયની બલિહારી એટલે વૃદ્ધાવસ્થાએ પોતાને એક ઔરસ પુત્ર ઉત્પન્ન થયો તેનુ નામ નાથાજી અંતસમયે વ્યાસ તાપાજીએ વારસો વહેચી લેવા જણાવ્યુ ત્યારે ગિરિધરે કહ્યુ આપની કૃપાથી મારે કોઈ વાતની કમી નથી એટલે સર્વ ધન મારા ભાઈ નાથાજીને મળે એવી મારી ઇચ્છા છે નાથાજીએ વડીલ ભાઈની આ ઉદારતા જોઈ પ્રતિજ્ઞા લીધી કે—ભાઈના આ સદાચરણથી પિતાનુ સર્વસ્વ ધન શ્રી કૃષ્ણાર્પણ હો! એવી મારી ઇચ્છા છે ૯—૧૦ વરસના નાથાજીનો આ સંકલ્પ ને ત્યાગવૃત્તિ ખરેખર અપૂર્વ છે!!

ઇસ હાથ દે ઉસ હાથ લે—એ કુદરતનો કાનૂન છે નાથાજીએ ભાગ્યબળથી લાખો રૂપીઆ કમાઇ પુણ્યમાર્ગે ખરચ્યા ને જીવન સાર્થક કર્યું

ઉદારતા ને સંતોષિતા એ સગી બેનો છે આવી ઉદાર જાતિમા સંતોષિની વૃત્તિ અમર્યાદ હોય એમા શી નવાઈ? જેસલમીરના પુષ્કરણા આચાર્ય વેણીદાસની કૃપાથી બીકાનેરની એક અપમાનિત રાણીના પુત્રને રાજ્ય મળ્યુ રાણીએ પોતાના મનના સંકલ્પ પ્રમાણે અધુ રાજ્ય આપવા આચાર્યને ખૂબ વિનંતી કરી પરંતુ આચાર્યના ચોકખા ઇન્કારથી રાણી નિરાશ થઈ અંતમા રાણીનો ટેક સાચવવા અર્ધો રાજ્યની ઉપજ સ્વીકારવાનું કબૂલ થયુ. ધર્મને પુષ્ટ

કરવા અવતરેલી પુષ્કરણા કોમ આવા ધનનો બીજો શો ઉપયોગ કરી શકે ? સર્વ ઉપજમાથી અનેક વિષ્ણુયાગદ્વારા ધર્મની રક્ષા કરી

પુષ્કરણા જ્ઞાતિમા બ્રહ્મોજી અને બલિરામજી જેવા સિદ્ધપુરુષોએ પોતાના સાત્વિક ધર્મતેજથી અનેક ચમત્કારો કરેલા છે સિંધવાસી બ્રહ્મોજીએ ૨૪ લક્ષ ગાયત્રીજપથી ભક્તવત્સળ માતા સાવિત્રીને પ્રસન્ન કર્યાં એક કુંભાર અને તેની એક દીકરી —એમ બંનેના રૂપ ધરી ગાયત્રી દેવી જાત્રા કરવા નીકળ્યા તે કુંભકાર પોતાની કન્યાને બ્રહ્મોજી-ને સોંપી ચાલ્યો ગયો તે પ્રદેશનો અધિકારી એક દુષ્ટ મુસલમાન હતો તેની નજર આ ખૂબસુરત કન્યા તરફ ગઈ બ્રહ્મોજી આ વિચારથી ઘણા ખિન્ન થયા સમય જોઈ નવાબ બ્રાહ્મણની ઝુંપડીમા જેવો દાખલ થયો કે તત્કાલ અષ્ટભુજા-સંપન્ન સિંહવાહિની બનીને સાવિત્રીએ સાક્ષાત્કાર કરાવ્યો નવાબ નમી પડયો ને બ્રહ્મોજીને વરદાન આપી જગદંબા ગાયત્રી અંતર્ધ્યાન થયા.

બીજા એવાજ સિદ્ધ ચોહટીઆ જોશી બલિરામજીને પણ માતા ગાયત્રી પ્રસન્ન હતા લોકોથી ભરમાએલા કેટ-લાક મુસલમાનોએ જોશીજીને નદીમા ડુબાડવાનો નિશ્ચય કર્યો. રાત્રે આવી તેઓએ જેવો ખાટલો ઉંચકયો તેવાજ ચાર પાયા ખભા સાથે સજ્જડ ! ! મુસલમાનો ખૂબ ગભરાયા ને કરગરી પડયા જોશીજીએ તે યવનોને હિંદુના ચિહ્ન ધારણ કરાવી મુક્ત કર્યાં આજ પણ બલિરામજીની છત્રીએ

મેળો ભરાય છે તે પ્રસગે હિન્દુમુસલમાન બને કોમ તેમના દર્શન ભક્તિભાવથી કરે છે ને માન્યતા રાખે છે

યાવચ્ચ દ્રદિવાકરૌ—શ્રી લક્ષ્મીજી જેને પ્રસન્ન છે એવી પુષ્કરણા કોમમા ઋથકર્તો અને બીરબલ સમા કવિઓ પણ થએલા છે ધર્મશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, વૈદક, મ ત્રશાસ્ત્ર, યોગવિદ્યા અને જ્યોતિષ વગેરે અનેક શાસ્ત્રોને જાણનારી પુષ્કરણા-જ્ઞાતિમા હરલાલજી નામે એક વિદ્વાન પ ડિત થઈ ગયા છે જોધપુર રાજ્યમા એક વખત કવિઓની પરિષદ્ ભરાઈ એક અદેખા ભાટે હરલાલજીને આવતા જોઈ પડકાર કર્યો કે—"બ્રાહ્મણ કવિતા કરવામા શુ જાણે?" પુષ્કરણા પ ડિતે નીચેના કવિતથી ભાટના ગર્વને ચૂર્ણ કરી નાખ્યો

આદિ કવિ વિધિ વેદ રચે, મુનિ વ્યાસ પુરાણ બનાય કે દીની
સો સુન શુક્ર રચે સબ કાવ્ય તુલસી અરૂ સુર સુનાય કે દીની
લાલ ભને કવિ કે સમ બેદ સેવગને અધવીચમે છીની
બ્રાહ્મણકે મુખકી કવિતા, કછુ ભાટ લઈ કછુ ચારણ લીની

શ્રી પુષ્ટિમાર્ગનો પ્રચાર કરાવનાર પુષ્કરણા બ્રાહ્મણોએ મોટાઇની લાલસાનો ત્યાગ પણ ઓછો નથી કર્યો રાજાઓ-એ સ્પષ્ટ કહેલુ કે, ગોસાઈજીના કુળને ગુરુ માનવાથી આપના વ શમા યોગ્ય ગુરુભાવ નહિ રહે પુષ્કરણા પ ડિ-તોએ આવાં આદરવચનોની પરવા નહિ કરતા જોધપુર-નરેશના ગુરુ નાથાવતજી અને મધુવતજીએ જેસલમીર, જોધપુર, બીકાનેર વગેરે અનેક મહારાજાઓને પુષ્ટિમાર્ગની દિક્ષા લેવરાવી ભાટીઆ જેવી કોમમા શ્રી વલ્લભસપ્રદાયનો

આટલો પ્રચાર તે પણ પુષ્કરણા કોમનેજ આભારી છે. કેમકે ઉત્તમ પુરુષોના આચણનુ તેના અનુયાયીઓ હમેશા અનુકરણ કરે છે આ પ્રસગથી પુષ્ટિકરા શબ્દની સાર્થકતા બરાબર જણાઈ આવે છે પુષ્કરણા વિપ્રો ધર્મ અને સત્કાયમા સદા સહાય કરશે એવુ શ્રી લક્ષ્મીજીનુ વચન આ નાના પુસ્તકમા અનેક સ્થળે પ્રતીત થયુ છે

**स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ।** એ ધર્મનીતિ વિરલાજ પાળી શકે છે વિચિત્ર પ્રલોભનો અને આકરા ભયને ન ગણકારી વ્યાસ રામઋષિએ ધર્મતેજનુ આબાદ રક્ષણ કર્યું છે સ-૯૯૬મા વિષ્ણુયાગ કરનાર શ્રી લલ્લુજીના વશમા આ રામા વ્યાસ ઉત્પન્ન થયા હતા તેઓ વેદકમા અદ્વિતીય અનુભવી હતા તેમની પ્રતિભાને લીધે દિલ્હીપતિ બાદશાહ તરફથી પણ અમુક વાર્ષિક આવક તેમને મળતી.

બાદશાહ એક વખત અદષ્ટ વ્રણ (પાઠુ)ની પીડાથી અત્યત દુખી હતો બહુ સાવધાનીથી ઉપચાર કરી રામઋષિએ તે વ્યાધિ નાબૂદ કર્યો બાદશાહ ખુશી થયો અને પોતાની શાહજાદી રામાજીના પુત્ર દેવઋષિજીને-જેમના ઉપર આ શાહજાદી મોહ પામી હતી-આપવાની ઇચ્છા જણાવી

રાજકન્યા, અઢળક સપત્તિ અથવા સ્વર્ગની અખૂટ દોલત ભલે મળતી હોય, પણ પવિત્ર પુરુષો ધર્મનો આશ્રય કદાપિ તજતા નથી ઋષિજીને નીચેના શ્લોકનુ સ્મરણ થઇ આવ્યુ

न जातु कामान्न भयान्न लोभात्

धर्मं त्यजेज्जीवितस्यापिहेतो

धर्मो नित्य सुखदु खस्त्वनित्यो

जीवो नित्यो हेतुरस्यत्वनित्य ॥

**ભાવાર્થ :**—કોઈ પણ વાસનાને કારણે, ભયથી, લોભથી કે જીવન બચાવવા કદાપિ ધર્મનો ત્યાગ કરવો નહિ કેમકે સસારમા સર્વ પ્રકારના સુખદુ ખ છે તે અનિત્ય અર્થાત્ નાશવત છે કિન્તુ એક ધર્મ અને બીજો જીવાત્મા સદા નિત્ય-અમર છે માટે નિત્યની દરકાર કરવી નાશવત વસ્તુ ખાતર સત્ય વસ્તુનો ભોગ કદાપિ આપી શકાય નહિ

ધર્મપર દૃઢ વિશ્વાસ રાખી આપત્તિમાથી ઉગરવા ગમાજીએ એક યુક્તિ કરી- જાન લઇને આવવાના બહાને પોતાની જાગીરદારીમાથી ચાલ્યા ગયા બાદશાહી ફોજ પાછળ પડી, પરતુ ધન્ય છે તે વીર આત્માને કે તેમણે પોતે ક્ષાત્રતેજ દાખવી લડતા લડતા ધર્માર્થે પ્રાણ જતો કર્યો ' પાછળથી દેવઋષિજી બ્રહ્મચારીવેશે જેસલમીર તરફ છટકી ગયા, ધર્માચરણથી કદાપિ દુ ખ આવી શકે નહિ એ ન્યાયે જેસલમીર મહારાજાને પણ એજ ઋણમાથી ઉગારી, દેવાયતજીના કુળની એક કન્યા સાથે પરણી દેવઋષિજીએ મહારાજાના વ્યાસગુરુપદે ઉન્નત જીવન ભોગવ્યુ

# પ્રકરણ—૧૧ મું.



## રીતરિવાજ વિષે સામાન્ય

ખાનપાનના આચાર દ્વિજજ્ઞાતિને અનુસરતા છે એટલે પરજ્ઞાતિના હાથની રસોઈ કદાપિ લેવામા આવતી નથી

વિશેષ આનદની વાત તો એ છે, કે અન્ય જ્ઞાતિ કરતા પુષ્કરણા બ્રાહ્મણોમા ષોડશ સસ્કારનુ ગૌરવ વિશેષ આદરયુક્ત છે આર્યજાતિના અભ્યુદય અર્થે ઋષિઓએ સોળ સસ્કાર નિયત કર્યા છે તેમાના ઘણા સસ્કારો પ્રેમપૂર્વક ને વિધિ અનુસાર સારી રીતે ઉજવવામા આવે છે

વાનપ્રસ્થ અને સન્યસ્ત—આશ્રમનુ પાલન પણ પુષ્કરણા જ્ઞાતિમા અતિ માનનીય છે આશ્રમવ્યવસ્થા જેટલા પ્રમાણમા પ્રજાના હૃદયમાથી શિથિલ થઇ ગઇ છે તેથી દશગણા પ્રમાણમા આર્યપ્રજા નિસત્ત્વ બની આત્મિક અધોગતિને પામી છે આવી સ્થિતિમા પૂજ્ય શ્રીસુખાનદ, અચલાનદ ને શ્રીસદાનદ સ્વામી જેવી વિભૂતિઓ પુષ્કરણ કુળમા ઉત્પન્ન થઈ ગઈ છે

સ્વામી શ્રીસુખાનદજીની તપશ્ચર્યા અત્યત કઠિન ને આશ્ચર્યજનક હતી સદેહે કૈલાસ જવાના હેતુથી યોગની એક ક્રિયાના બળથી તેમણે પોતાનુ શરીર અગ્નિથી અપરાજિત બનાવ્યુ હતુ સ્વામી અચળાનદજીનો સયમ ને

ક્ષમાશીલતા ખરેખર અદ્ભુત હતા! એમ કહે છે, કે કોઇ દુષ્ટે એક વખત તેમની પાસે ચુનાના પેડા ધર્યા પરંતુ આશ્ચર્યની વાત તો એ છે, કે તે મહાનુભાવે અતિ પ્રસન્નતાથી તેનો આહાર કર્યો—અને કોઈ પણ જાતની અડચણ તેમને નડી નહિ

કુલીનતાનુ ગૌરવ—યથાર્થ રૂપમા—અન્ય જ્ઞાતિઓના મુકાબલે પુષ્કરણા કોમમા સારી રીતે સચવાઇ રહ્યુ છે કન્યાવિક્રયનો આત્મઘાતક રિવાજ આ જ્ઞાતિમા નથી એમ કહીએ તો ખુશીથી ચાલી શકે તેમ છે ગમે તેવા શ્રીમતકુળમા જો કન્યાવિક્રયની રૂઢિની ગધ માલમ પડે છે તો તે કુળને કન્યા મળવી દુર્લભ થઈ પડે છે

કન્યા આપવાની પ્રથામા પુષ્કરણા બ્રાહ્મણો ઘણી ઉચી વૃત્તિ ધરાવે છે ધન, માન કે બીજી આડબરી પ્રતિભા કરતા સુયોગ્ય—ગુણશીલ ને શક્તિસપન્ન—પુરષનેજ કન્યા સરળતાથી મળી શકે છે સુધારાનુ ડિડિમ વગાડતી બીજી કોઈ જ્ઞાતિમા કન્યા આપવાના સબધમા આટલી ધર્મિષ્ઠ ને પ્રસશનીય કાળજી ભાગ્યેજ માલમ પડશે

ઉત્તમ વર્ગના તરુવરની છાયા, ફળ, દેખાવ વગેરે સુદર હોય છે, તેમ ઉત્તમ જાતિની ખાનદાની ને સદાચાર સુખદાયક વાતાવરણથી ભરેલા હોય છે પુષ્કરણા કુળના આચાર, શક્તિ, સ્વભાવ, પ્રેમ, ઉદારતા, રાજ્યભક્તિ વગેરે અનેક ઉત્તમ બાબતોની સાથે બીજી નાની બાબતોમા

પણ ઈતર વર્ણ કે વર્ગ કરતા આ જ્ઞાતિની ચઢિઆતી સ્થિતિ માલમ પડે છે

એક ટકાની હોય તોલડી, તોય તપાસી સઽજે ઠામ,
ખૂબ ટકોરા ખખડાવીને, પૂરણ પરખી ખરચે દામ,
પણ કન્યાને જીવનનો સાથી, વર જેના આધળીઆ ખાય,
આજ અભાગી દ્વિજજાતિમા, વાનીએ માએલા જાય

પરતુ સદ્ભાગ્ય છે આ પ્રતાપી જાતિના કે વિવાહ કરવામા ધનની કે બીજી ખોટી મોટાઈ ઉપર ભાર નહિ મૂકતા સુયોગ્ય પુરુષ અને ઉત્તમ કુળને જોઈને કન્યા આપવામા આવે છે લગ્ન પહેલા થોડા સમય પૂર્વેજ સગાઇ–વાગ્દાન કરવામા આવે છે અન્ય જ્ઞાતિની પેઠે સગાઇ થયા પછી વિવાહ મિથ્યા થઈ શકતો નથી તેમ નથી બને પક્ષમા કડવાશ થતી કે નથી લાકડે માકડુ વળગાડવામા આવતુ

જ્યા લગ્નક્રિયા સાત્વિક ને ગભીર માનવામા આવે છે, તે પ્રજા દૃઢ, ચિરજીવ યશ ભોગવનારી ને સદ્ગુણી નીવડે તે સ્વાભાવિક છે વળી પુષ્કરણાજ્ઞાતિમા દીકરીને શેરના કાગળીઆની પેઠે વેચવામા આવતી નથી, પણ **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता।** એ મનુ ભગવાનની પુણ્યકારી ભાવનાને માન આપવામા આવે છે

આવી પુષ્કરણા કોમ શ્રી લક્ષ્મીજીના વરદાનથી હમેશા સુખસન્માનભોક્તા રહી છે અને ભવિષ્યમા પણ રહો એજ ઇષ્ટ અભ્યર્થના ! अस्तु ।

સિધ, કચ્છ, ગુજરાત અને રાજસ્થાનના વિશાળ

ક્ષેત્રમા વસતી બધી શાખાના પુષ્કરણા બ્રાહ્મણોની આધુનિક આબાદી ને મોટાઇ વિષે માત્ર રૂપરેખાજ દોરવામા આવે તો સભવ છે, કે એક મોટુ પુસ્તક તૈયાર થાય સમસ્ત જ્ઞાતિની શાખાના મહિમાનો ઉલ્લેખ કર્યો તે આ લેખકના નાના મોઢે મોટો લાડુ ખાવા જેવુ—નહિ બની શકે તેવુ કામ છે, પરતુ પરમાત્માની દયામા વિશ્વાસ રાખીને ગ્રથના ઉત્તરાર્ધમા ગૂજરાતની રસિક જાણવાયોગ્ય અને આકર્ષક વાર્તાવાનીઓ પીરસવાની ઈચ્છા છે આશા છે, કે વાચકોને તે રૂચિકર થઈ હવે પછીના પ્રકરણો એક સખા પ્રેમથી વચાશે

ગુજરાતવાસી પુષ્કરણા કોમની કીર્તિ પૂર્વજોના ઇતિહાસની સાથે સરખાવતા રાજમાન્ય સ્થિતિમા રહી છે અને વડીલોની કીર્તિમા યત્કિચિત ઉમેરો કર્યો છે એટલી જ વાચકોની ખાત્રી થશે તો આ લેખકને પરમ સતોષ થશે અને તેની મહેનત સાર્થક લેખાશે

## ॥ इति शिवम् ॥



## પ્રકરણ ૧ લુ.

---

### ઇતિહાસના આધારે ગુજરાતમા પુષ્કરણા બ્રાહ્મણોની વસ્તી.

સિંધુ પ્રદેશમાથી પુષ્કરણા બ્રાહ્મણો રાજસ્થાનના લુદ્રવા નગરમા પ્રથમ આવી વસ્યા, અને લુદ્રવા, મંડોવર તથા રાજસ્થાનના ભાગમાથી પુષ્કરણા-જ્ઞાતિના પ્રતિષ્ઠિત કુટુંબો ગુજરાત તરફ ૧૨ મા સૈકાથી આવવા લાગ્યા આ બાબત સકારણ છે તે નીચેની હકીકત ધ્યાનમા લેવાથી માલમ પડશે

હિંદુસ્થાનના ભાવિનો વિચાર નહિ કરનાર કનોજના રાઠોડ જયચંદ્રને રાવ સિયાજી નામે એક પૌત્ર હતો તે સિયાજી, શેઠ રામજી અને એક પુષ્કરણા પુરોહિતના આશ્રય નીચે ગુજરાત તરફ નાસી આવ્યો તે વખતે ગુજરાતમા સિયાજીના મામા ભીમદેવ સોલંકીની આણ ચાલતી -એ વાર્તા ઇતિહાસમા અંકિત છે સિયાજીના ગુજરાતમા આવવાના બનાવ ઉપરથી પુષ્કરણા બ્રાહ્મણો અહી કયારે વસ્યા તે સમય સહેજે જાણી શકાય છે

જેમ આર્યપ્રજા મધ્ય એશિયામાથી ત્રણ ભિન્ન ભિન્ન દિશાએ ફેલાઇ હતી તેવી રીતે પુષ્કરણા સમાજ સિંધમાંથી પંજાબ, રાજસ્થાન અને કચ્છ-ગૂજરાત તરફ વિસ્તાર પામેલો છે સિંધમાથી પ્રથમ લુદ્રવા, મંડોવર, જેસલમીર, પોકરણ ને ફલોધિ સુધી વસવામા પુષ્કરણા બ્રાહ્મણોને સ.

૧૩૧૩ થી ૧૫૧૫ સુધીના ૨૦૦ વરસ લાગ્યા હશે એમ માનવામા આવે છે.

આ રીતે પુષ્કરણા બ્રાહ્મણોનો વિસ્તાર થએલો છે પણ તેમ થવાના અમુક કારણો તો હોવા જ જોઇએ. ઉપર બતાવ્યુ તેમ કેટલાક ઐતિહાસિક બનાવો ઉપરાત રાજનૈતિક અને સ્થાનિક કારણોને લીધે ખાસ કરીને એક સ્થાનમાથી બીજા સ્થાનમા વસ્યા—એમ માનવુ એ વધારે સયુક્તિક છે

રાજયોની ઉથલપાથલના કારણોને લીધે પુષ્કરણા સમાજ જેમ જેમ વિસ્તાર પામતો ગયો તેમ તેમ તે જ્ઞાતિના મોટા ભાગ ઉપર રાજનૈતિક અસર વિશેષ થતી ગઈ આજ કારણોને લીધે અદ્યાપિ રાજસ્થાનમા રાજકુટુબના અગઢ અને જાહેરજીવનમા પુષ્કરણા બ્રાહ્મણો અગ્રસ્થાન ભોગવે છે

## પુષ્કરણાસમાજ અમદાવાદમાં—

૫ દરમા સૈકાની શરૂઆતમા દિલ્હીના પાદશાહનો તાતારખાન નામનો એક સરદાર નાસીને ગુજરાત તરફ આવતો હતો. રસ્તામા સિસોદીયા કુળના એક રજપુત સાથે તેને દોસ્તી થઇ તે મિત્રાચારીના પ્રતાપે નગરશેઠની માનવતી પદવી અદ્યાપિ તે કુળમા ચાલે છે આ નગરશેઠના જોશી તરીકે પુષ્કરણા બ્રાહ્મણો અસલથીજ પ્રતિષ્ટા પામીને આજ સુધી તે કુટુબ અને તેમની આખી નાત ઉપર માનભરેલી લાગવગ અને જોશીપણાના અધિકાર ધરાવે છે જે સિસો-

દીયા રજપૂતને તાતારખાન સાથે મૈત્રી થઇ હતી તેના વંશજો સમય જતા જૈનધર્મના અનુયાયી થયા જેથી હાલ તેઓ ઓસવાલ કહેવાય છે આટલું સ્પષ્ટીકરણ વાચકોના ધ્યાનમા રહેવાની જરૂર છે, કેમકે અસલના સીસોદીયા રજપૂતો તેજ હાલના ઓસવાલ જૈન મતાનુયાયી નગરશેઠ પ્રેમાભાઇના પૂર્વજો હતા એમ માનવામા કોઇ જાતનું સંદિગ્ધપણું રહેવા પામે નહિ.

તાતારખાનના મિત્ર સાથે શ્રી હરદેવજી બોહ્રા (પુરોહિત) પુષ્કરણા મહાશય જ્યોતિષી તરીકે ગૂજરાતમા આવ્યા હતા આ જોશીજીના વેવાઇ મપારા કુળના પુષ્કરણાઓ ઈ સ ૧૪૧૯ના અરસામા પાટણમા આવી વસ્યા હતા આ પ્રમાણે પુષ્કરણા કુટુંબો મુખ્યત્વે કરીને ઐતિહાસિક કારણોને લીધે અમદાવાદ અને પાટણ તરફ આવી વસ્યા આ સમયે ગૂજરાતનું પાટનગર અણહીલપુર પાટણ હતું અમદાવાદ કરતા પણ તે વખતના પાટણની કળા, સમૃદ્ધિ ને જાહોજલાલીની ખ્યાતિ, અધિક હોવાથી મપારા ને બોહ્રા (પુરોહિત) ઉપરાત ઓઝા, પંડ્યા, વ્યાસ, કપટા, છાગાણી, રામદે, પણીઆ, વગેરે ઘણી શાખાના અનેક કુટુંબો કાલક્રમે ગૂજરાતમા આવવા લાગ્યા અને આબાદ થયા

જેમ સિંધમાથી રાજસ્થાનમા ફેલાતા ૨ સૈકા જેટલો વખત લાગ્યો હતો તે પ્રમાણે રાજસ્થાનમાથી ગુજરાતમા પુષ્કરણા બ્રાહ્મણો ભિન્ન ભિન્ન સમયે આવેલા છે તાતારખાનના સમય પછી ઇતિહાસના એક મોટા બનાવના

પરિણામે પુષ્કરણા કુટુંબો ખાસ કરીને અમદાવાદમા વિશેષ સખ્યામા આવી વસ્યા

જોધપુરનરેશ અભયસિહજીએ સ ૧૭૮૧ થી ૧૮૦૮ સુધી રાજ્યાધિકાર ભોગવી મોગલ સમ્રાટ મહાન અકબરને સ્વવીર્યથી ગૂજરાત જીતવામા કીમતી મદદ કરી હતી એ વાત ઇતિહાસજ્ઞ વાચકબધુઓને સુવિદિત છે

મોગલ સરદાર સરબુલદખાન ચોથ અને સરદેશમુખી ઉઘરાવી શક્યો નહિ, કેમકે મરાઠા અને પેશ્વાઓની ખટપટને લીધે, લશ્કરની સહાય આપી લૂટારાઓથી મોગલ સરદારનુ રક્ષણ કરવા બદલ, વસુલાત ઉઘરાવવાનો હક્ક બાજીરાવ પેશ્વાના ભાઈએ લઈ લીધો. દિલ્હીપતિને આ વાત પસદ ન પડી અને મહારાજા અભયસિહે ગુજરાતની સુબાગીરી ઉપર આવી ગૂજરાત કબજે કર્યું ઈ સ ૧૭૩૦

આ સમયમા ગુજરાત ઉપર પીલાજીરાવ ગાયકવાડની સત્તા હતી પીલાજીરાવ અને અભયસિહ વચ્ચે ખટપટ જાગવાથી ડાકોરમા પીલાજીરાવનુ ખૂન થયુ ઈ સ ૧૭૩૨ તે પછી મહારાજા અભયસિહે વડોદરા કબજે કર્યું, પણ ઈ સ- ૧૭૩૪મા દામાજીરાવે, અભયસિહજીએ જીતેલો મુલક પડાવી લીધો અને ઠેઠ જોધપુર સુધી સ્વારી લઈ જવાની તૈયારી કરી તેથી અભયસિહ ગૂજરાત છોડી જોધપુર ગયા જોધપુર રહ્યા તે દરમિયાન અભયસિહજીની તરફથી કોઠારી રતનસીંગ વગેરેની મારફત ગૂજરાતનો કારભાર ચાલતો હતો ( સ ૧૭૯૧–૧૭૯૩ )

આ ઇતિહાસ જાણવાની જરૂર વાચકબધુઓના ખ્યાલમા આવી હશેજ જોધપુરનરેશ મોગલબાદશાહીમા ગૂજરાતની સુબાગીરી ઉપર આવ્યા હતા એટલુ તાત્પર્ય આપણને ઉપયોગી છે પૂર્વાર્ધના પ્રકરણોમા બરાબર સાબીત થએલુ છે, કે જ્યારથી જોધપુર વસ્યુ ત્યારથી બલ્કે તે પૂર્વના સમયથી જોધપુર રાજ્ય સાથે પુંકરણાબ્રાહ્મણોનો કુળગુરુ તરીકેનો સબધ માન ભરેલો હતો એ વિષે કદાપિ બે મત છેજ નહિ

અભયસિહજી ગૂજરાતમા રહ્યા હતા તેજ સમયમા તેમની સાથે અમદાવાદમા ઘણા પ્રખ્યાત પુષ્કરણા કુટુબો કુલગુરુના સબધને લીધે આવી વસ્યા તે હકીકત સત્ય, સ્પષ્ટ ને આધારસહિત હોવાથી સમાન્ય છે

આ બધા વિવેચનથી અમદાવાદ-પાટણમા પુષ્કરણા બ્રાહ્મણો ક્યારે ને કેવા સજોગોમા આવી વસ્યા તેનો સપૂર્ણ ખ્યાલ આપણને આવ્યા વગર રહેતો નથી

---

## પ્રકરણ ૨ જું.

---

### હસ્તલિખિત ગ્રથોના આધારે પુષ્કરણા બ્રાહ્મણોની ગુજરાતમાં વસ્તી અને તેમની વિદ્યોપાસના.

ગુજરાતનુ પાટનગર અમદાવાદ ઈ. સ ૧૪૧૨ એટલે સવત ૧૪૬૮મા વસેલુ છે લગભગ ૫૦૦ વર્ષ પહેલા

પુષ્કરણા જ્ઞાતિ ગુજરાતમા હતી એમ હસ્તલિખિત પ્રતોના આધારે માલમ પડે છે આથી અમદાવાદની સ્થાપનાનો આરભકાળ અને પુષ્કરણા જ્ઞાતિનો નિવાસસમય એક સરખો માલમ પડે છે એ ઉપરથી ૫૦૦ વર્ષ પૂર્વે પણ આ પુરાણી જ્ઞાતિ ગુજરાતમા હતી એમ અનુમાન કરવુ કોઇ રીતે અનુચિત નહિ ગણાય

ગ્રથના અત ભાગમા કેટલાક ઉપયોગી પરિશિષ્ટ આપવામા આવેલા છે. તે જોવાથી સહજ માલમ પડશે કે — સ–૧૪૪૮થી સ–૧૯૦૯ સુધીના ૪૬૧ વર્ષના કાળમા આ જ્ઞાતિના વિદ્વાન પુરુષોએ મુખ્યત્વે જ્યોતિષ, ધર્મશાસ્ત્ર આદિ અનેક વિષયના પુસ્તકોની હસ્તલિખિત આવૃત્તિઓ આત્મ-પઠનાર્થે કે પરોપકારાર્થે લખેલી છે એવી અનેક હસ્તલિખિત પ્રતોમાથી ૬૬ પ્રત તો લેખકના નામ, ગામ, ગ્રથનો વિષય અને સવત સાથે મળી આવેલી છે તે પૈકી ખાસ ઉપયોગી ઉતારા પરિશિષ્ટમા દર્શાવવામા આવ્યા છે તે જોવાથી ગુજરાતમા પુષ્કરણા બ્રાહ્મણોની પ્રાચીનતા (લગભગ ૫૦૦ વર્ષ પહેલાની) દીવાની પેઠે સ્પષ્ટ દેખાઈ આવે છે

એ હસ્તલિખિત પ્રતોના અત ભાગમા લેખકનુ નામ, ગામ અને સવત પ્રસિદ્ધ કરવાની ઈતિશ્રી લખાએલી છે તે ઉપર વિચાર કરતા આ પ્રસિદ્ધ જ્ઞાતિના ઇતિહાસ વિષે ઘણી ઉપયોગી માહિતી આપણને મળી શકે તેમ છે.

વેદ સમયમા જેમ એક વડીલ, સર્વ વિદ્યા અતિપ્રયાસે [illegible]એ રાખી પોતાના વશમા તે વિદ્યા ચિરજીવ કરતો.

તેવી રીતે ૪૬૧ વર્ષ સુધી આ જ્ઞાતિના સમાન્ય પુરુષોએ પોતાના કુળધર્મને શોભાસ્પદ એવા જ્યોતિષ અને ધર્મશાસ્ત્રનો સ્વાધ્યાય પ્રયાસપૂર્વક હાથે લખી પોતાના વંશજો અને અનેક જ્ઞાતિબંધુઓના લાભાર્થે વિદ્યાનો પ્રચાર કરવા ઉપાસના કરી છે ધર્મ અને જ્ઞાન ઉપર તેમને કેટલું માન અને કેટલો પ્રેમ હતો એ જોઈ આપણને તેમના તરફ પૂજ્યબુદ્ધિ થયા વગર કેમ રહે ?

ગ્રંથના વિવિધ વિષયો જોતા પુષ્કરણા જ્ઞાતિના વિદ્વાનોનો અભ્યાસ કેટલો વિશાળ હતો, તે વખતે વિદ્યા મેળવવામા કેટલી ચીવટ રાખી શ્રમ સેવવો પડતો એ વગેરે બાબતો પણ સારી રીતે જાણી શકાય છે

ભારતભૂષણ મહાન ખગોળશાસ્ત્રી ભાસ્કરાચાર્યના કરણ કુતૂહળ અને પંડિતપૂજ્ય વરાહમિહિરના પ્રશ્નદીપક જેવા ગ્રંથોનો અભ્યાસ પુષ્કરણા વિદ્વાનો આદરથી કરતા હતા ત્રિકાલસંધ્યા, ધર્મના સ્તોત્રો, અને વૃત્તવર્ણનો ઉપરથી તેમની ધર્મપ્રિયતા, કેટલી ઉંડી હતી અને ગ્રંથના વિષયો ઉપરાંત પુરાણો વગેરે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન તેઓ પ્રેમપૂર્વક સંપાદન કરતા—એ પણ સુજ્ઞ વાચકો સમજી શકશે આવી ધાર્મિકતા ને વિદ્યાપ્રેમને લીધેજ ગૂજરાતમા રાજમાન્ય સ્થિતિ તેઓએ પ્રાપ્ત કરી રાજસ્થાનમા થઈ ગયેલા પોતાના પૂર્વજોનો યશમહિમા અનેક ગણો વધાર્યો છે તેઓએ શ્રીમદ્ ભગવદ્ગીતાનું અધ્યયન કરી અને આ-

ત્મબોધ જેવા આધ્યાત્મિક વિષયના ગ્રથો લખી સિધવાસી ઋષિઓના વશજોને ઘટે એવુ ઉમદા ચારિત્ર્ય ગૂજરાતમા વસીને પુષ્કરણા બ્રાહ્મણોએ ખીલવી બતાવ્યુ છે

અમદાવાદ, પાટણ વડોદરા, નદરબાર, સુરત, ધનપુર, તેરવાડી, કીનગ્રામ અને આનદપુરી–એટલા ગામોમાથી ઉત્તમ વિદ્વાનોએ લખેલી હસ્તલિખિત પ્રતો આપણને મળી આ વેલી છે આ ગામોની નામાવલિ જોવાથી એટલુ તો કબૂલ કરવુ જોઇએ કે, પુષ્કરણા બ્રાહ્મણો શરૂઆતમાજ સારી સખ્યામા અને એક સ્થાનમા નહિ પરતુ સમસ્ત ગૂજરાત અને ખાનદેશ સુધી વસેલા હોવા જોઈએ

લેખકો પૈકી શ્રીસદાનદજી, કૃપાશકરજી, શ્રીશિવદત્ત શાસ્ત્રીજી વગેરે અનેક પ્રસિદ્ધ પુરુષોએ પુષ્કરણા જ્ઞાતિને ઉન્નત કરી છે આગળ વિખ્યાત પુરુષોનુ ચરિત્રપ્રકરણ લખવામા આવશે તે વાચવાથી સપૂર્ણ ખાત્રી થશે કે–ગૂજરાતમા વસીને પુષ્કરણા બ્રાહ્મણોએ લક્ષ્મીજીના વરદાનને સાર્થક કર્યુ છે ધર્મને પુષ્ટિ આપી છે રાજ્યમાન સ્થિતિ પ્રાપ્ત કરી સુખસમૃદ્ધિ ને યશલાભ ભોગવ્યા છે પુષ્કરણા જ્ઞાતિનો ગૂજરાતને લગતો ઈતિહાસ એટલો ગરવો છે, કે પ્રતાપી બાપદાદા ઋષિમુનિઓની ઉચ્ચતાનુ આપણને સ્મરણ થયા વગર રહે નહિ

## પ્રકરણ ૩જુ.

---

## ગુજરાતમા વસ્યા પહેલા પુષ્કરણા સમાજ રાજસ્થાનના મ ડોવર નગરમા—

મ ડોવર ( મ દોર ) મારવાડની પુરાણી રાજધાની હતુ જોધપુરની ઉત્તર દિશાએ ૬ માઇલ દૂર આ પ્રાચીન અને પ્રસિદ્ધ નગરીના હાલ તો ખ ડિએરો માલમ પડે છે પડિહાર રજપૂતોની જાહોજલાલી કે પુષ્કરણા બ્રાહ્મણોની તે વખતની આબાદીના કોઈ પણ ચિહ્ન આપણને મળતા નથી, તોપણ તે સમયના કિલ્લા ઉપરથી પૂર્વના ગૌરવનુ આપણને યોગ્ય ભાન થયા વગર રહેતુ નથી

આ મ દોર નગર વિષે ભિન્ન ભિન્ન માન્યતાઓ પ્રચલિત છે તે નગરથી સહેજ દૂર મ ડલનાથ મહાદેવનુ મ દિર છે તે ઉપરથી આ નગરનુ નામ મ ડોર પડેલુ એમ કહેવાય છે વળી માડવ્ય નામના ઋષિનો પવિત્ર આશ્રમ આ ભૂમિમા હોવાની દતકથા છે બીજી એક માન્યતાને આધારે કહીએ તો એમ પણ કહેવાય છે, કે અતિપ્રાચીન કાળમા જેની પુત્રી મહાસતી મ દોદરી રાક્ષસરાજ રાવણની પટરાણી હતી તે મહારાજ મ દોદરની રાજધાની પણ આ પ્રદેશમા હતી

પાટણ, અમદાવાદ અને ગુજરાતમા પુષ્કરણા બ્રાહ્મણોની જે વસ્તી હાલમા છે તેમાના મોટાભાગના પ્રતાપી પૂર્વજો આ યશસ્વી મ દોરમા રહેતા હતા. એ વાર્તા નિ શ ક

હોવા ઉપરાત જાણુવાયોગ્ય હોવાથી કેટલોક ઉલ્લેખ આ નીચે આપવામા આવે છે

મ દોરવાસી પુષ્કરણા બ્રાહ્મણો ઋષિકુળના વ શજો હોવાથી મૂળથીજ ધર્મપ્રિય અને આસ્તિક હોય એમા શી નવાઈ ! મ દોરમા રહ્યા ત બધો સમય તેઓ શ્રીભૈરવના ચુસ્ત ઉપાસક હતા હાલ તે પ્રદેશમા કાળા-ગોરા ભૈરવનુ પ્રસિદ્ધ મ દિર છે પાસે માનસરોવર નામે એક સુદર વાવ છે જરા બીજી બાજુએ ભગવાન ભૈરવની સુખકર ને મોક્ષદાયક છાયામા શાતિ મળશે એવી આસ્થાથી માર વાડના સર્વ નૃપતિઓએ પોતાના સ્મારક ચિહ્નો ઘોડેસ્વાર મૂર્તિઓના આકારમા મુકાવેલા નજરે પડે છે મ દિરમા વચ્ચે ગણુપતિ અને બે બાજુ ભૈરવ સ્વરૂપની ભવ્ય મૂર્તિઓ આવેલી છે તે કાળા-ગોરા ભૈરવની પાટણમાના મપારા કુળના પુષ્કરણાઓ શ્રીઇષ્ટદેવ માની ઘણા ભક્તિભાવથી આરાધના કરતા

પહેલાના સમયમા શ્રી સોમેશ્વર મહાદેવની પૂજા જેવી રીતે થતી, કાશીનિવાસી શ્રી શ ભુની પૂજા જે ઠાઠથી થાય છે એવી ધામધુમથી નવરાત્રિના દિવસોમા ભૈરવપૂજાનો મહિમા પુષ્કરણા બ્રાહ્મણો ઉજવતા

પૂજાને અ ગે થતા યજ્ઞારભમા આઠમને દિવસે દોઢ મણ દૂધની ખીર હોમવામા આવતી પરિશિષ્ટમા કાળા-ગો-રાના જે છ દો આપવામા આવ્યા છે તે વડે પુષ્કરણાઓ

શ્રી ઇષ્ટદેવનું ઘણા ઉમંગથી સ્તવન કરતા યજ્ઞ પૂર્ણ થયા પછી હાલ જેમ નૈવેદ્યમા સુખડી ધરાવવામા આવે છે એ રીતે સુખડી ને ખીર પ્રસાદીરૂપે વહેચાતા એ પ્રસાદીમા શ્રી ભૈરવદેવની કૃપા ભરેલી છે એમ માનીને તે ઉપરથી મપારા કુળના પુષ્કરણા વિદ્વાનો વર્ષની શુભાશુભતાનો નિર્ણય કરતા

આટલા વિસ્તારથી શ્રી ભૈરવ–ઉપાસના વિષે લખવાનુ પ્રયોજન એટલુ જ છે, કે એકનિષ્ઠ ભક્તિ કરવાવાળા ધર્મ-પ્રિય પુષ્કરણા બ્રાહ્મણો મંદોરમાથી આવીને ગૂજરાતમા વસ્યા છે

હાલ પાટણવાસી પુષ્કરણાઓના ઘરમા શ્રીભૈરવના ૪ સ્થાનકનો નિવાસ છે આ એકજ હકીકત ગુજરાત ને મંદોરના સંબંધની પૂર્ણ સાબીતી છે પોતાના શ્રીઇષ્ટદેવની ભવ્ય મૂર્તિઓ સાથે લાવી શકાય એમ ન હોવાથી ભૈરવના સ્મરણ–ચિહ્ન તરીકે મંદોવરમાથી પ્રથમ આવનાર પુષ્કરણાઓએ આ ચાર ધામ સ્થાપન કરેલા છે પુષ્કરણાઓ ગુજરાતમા આવતા પૂર્વે મંદોરમા ને સૌથી પ્રથમ સિંધમા વસનારા હતા એની સાબીતી રૂપ શ્રી જગદંબા સુરભિ–જેણે પુષ્કરણાને વરદાન આપ્યુ હતુ તે મહાલક્ષ્મીની મૂર્તિ પણ પાટણમા સ્થાપન કરેલી છે મૂર્તિનુ સ્થાપન થએલુ છે તે મહોલ્લો 'મહાલક્ષ્મીનો પાડો' એ નામથી પ્રસિદ્ધ છે ને તેમાજ મપારા કુળના ઘરો અને શ્રીભૈરવના ચારે સ્થાનક આવેલા છે

જ્યા ભક્તિનો વાસ ત્યા ક્ષેમ ને સુખના ભડાર ભરપુર હોયજ એ ન્યાયે મદોરમાથી ગુજરાતમા આવ્યા તે સમયે જેમ પુષ્કરણા જ્ઞાતિ અનેક જ્ઞાતિઓમા માન અને અગ્રપદ ભોગવતી તેમ હાલ પણ વિદ્યા, ધન અને મસ્કારોની આબાદી તેમનામા કાયમ રહેલી જોવામા આવે છે

ગુજરાત પહેલા મદોરમા પુષ્કરણા જ્ઞાતિનો નિવાસ અને સ્થિતિ વિષે આપણે આ ઉપરથી જાણ્યુ તે સાથે પરિશિષ્ટમા આપેલા કાળા-ગોરાના છદો પણ વાચકો ભક્તિભાવથી જોશે એવી આશા રાખવી નિરર્થક નથી



## પ્રકરણ—૪ થુ.



## ગુજરાતવાસી પુષ્કરણા કુળનો ચરિત્રમહિમા.

પ્રિય વાચકો,

ભગવાન સૂર્યનારાયણ સર્વ ગ્રહો અને ઉપગ્રહોમા અધિક તેજસ્વી છે તેમ સર્વ ગ્રહ-ઉપગ્રહોનુ મૂળ પણ એજ તેજ ભડારમા છે તેજસ્વરૂપ પ્રભાકરના સબધને લીધે જેમ ચદ્રમા જેવો ઉપગ્રહ શીતળ અને મૃદુ તેજવાળી પ્રભા વિસ્તારે છે તેમ પ્રતાપી પૂર્વજોનુ પરાક્રમ તેના વશજોમા ઘણા વર્ષ સુધી ચાલ્યુ આવે છે-ઉતરી આવે છે

સિધવાસી ઋષિઓએ પોતાના તપ અને બળથી શ્રીલક્ષ્મીજીનુ વરદાન મેળવ્યુ, તો તેમના વશજોએ રાજસ્થા-

નમા વસી વિદ્યા, બુદ્ધિ અને ચરિત્રપ્રભાવે ચિરંજીવ યશ પ્રાપ્ત કર્યો છે તે વિષે અગાઉના પૂર્વાર્ધમા પૂર્વજોના ચરિત્રો આપણે વાચી ગયા

હવે ગુજરાતમા વસીને ૫૦૦ વર્ષના કાળમા પુષ્કરણા કોમમા જે કીર્તિસંપન્ન પુરુષોએ પોતાની જ્ઞાતિને શોભાવી છે, તેમની યાદગાર જીવનકથા આ પ્રકરણમા આપણે આલેખશુ જેના વાચનથી ઉપયોગી ઇતિહાસ યોગ્ય પ્રકાશમા આવશે તે ઉપરાત આપણી ગરવી જ્ઞાતિમા પ્રતિભાવાળા અનેક પંડિત પુરુષોએ પુરાણા ને યશસ્વી મહિમાને સવિશેષ દીપાવ્યો છે, એ જોઇ આપણામા પણ અલ્પાશે આનંદ ગૌરવ અને બળદાયક સ્ફુર્તિ અવશ્ય જાગૃત થયા વગર નહિ રહે એટલો વિશેષ લાભ

ગ્રંથના પૂર્વાર્ધમા જે ચરિત્રો વર્ણવ્યા છે તે વિષે ફરી અત્રે ઉલ્લેખ કરવાની જરૂર નથી, તો પણ સદ્ગત મહાનુભાવોના મુકાબલામા ગુજરાતવાસી પુષ્કરણીય અગ્રેસરોએ જે મહિમા પ્રગટ કર્યો છે તે સંપૂર્ણ જાણવા સમજવાને પાછળનુ ઉપયોગી સ્મરણ ટૂકમા કરી લઈએ એ વધારે યોગ્ય લેખાશે

સં ૨૦૯મા બ્રહ્મદત્તજીએ તારો ઉતાર્યો સં ૧૧૨૧મા થયેલા મોતીરામજીના પૂર્વજ પ્રવરજીએ ગુરુ અને શુક્ર દેવને પ્રત્યક્ષ કર્યા જે પૂર્વજોએ ચન્દ્રપચાગ બનાવ્યુ, જે પુષ્કરણા વિદ્વાનો પાસેથી અનેક દક્ષિણીઓ વિદ્યા ભણ્યા, જેમણે અનેક ચમત્કારી ગ્રંથો લખ્યા, જેમણે

અનેક ગામો મેળવ્યા તે મહાપુરુષોની પુષ્કરણા જ્ઞાતિમા નાથાજી જેવા જ્ઞાતિ–અભિમાની, શ્રીબ્રહ્મોજી ને બલિરામજી જેવા સિદ્ધ, વૈષ્ણુવસપ્રદાયને પરમ સહાય કરનાર નાથાવતજી ને મધુવતજી જેવા ધર્મપ્રિય, શ્રીખિકાજી ને દિલ્હીપતિ જેવાને વૈદ્યકવિદ્યાના ચમત્કારથી નમાવનાર યશસ્વી શ્રી જુઠાજી ને રામઋષિજી જેવા ધુરંધર વૈદ્યરાજો, મહાન વિષ્ણુ યાગ કરનાર શ્રીલલ્લુજી જેવા ઉદાર ને ધર્મિષ્ઠ, હાજરજવાબી કવિ હરલાલજી, જોધપુર નરેશને બાદશાહી ખડણીમાથી મુક્ત કરાવનાર શિવકૃષ્ણુજી, રાજકુળને સકટમા સહાય કરનાર દેવદત્તજી ને ગિરિધરજી જેવા રાજમાન્ય પુરુષો ઉત્પન્ન થયા એજ મહાપુરુષો અને એજ જ્ઞાતિકીર્તિનો વારસો ધરાવનાર ગુજરાતવાસી પુષ્કરણાઓમા પણ અનેક પ્રભાવશાળી પુરુષો થયા છે

રાજ્યપૂજ્ય શ્રી શિવદત્ત શાસ્ત્રીજી, સમર્થ પડિત શ્રીસદાનદ સ્વામી, શ્રી દીપરામજી, દુર્લભરામ જેવા પ્રસિદ્ધ વૈદ્યરાજો, શ્રી કીરપારામ, મોટા વજેરામ ને શ્રી દીનાનાથ જેવા સમર્થ જ્યોતિષીઓ અને ધર્મતેજ ને વિદ્યા પ્રભાવથી પ્રસિદ્ધ થએલા ભટાણી કાકી ઉર્ફે ધીરજબા વગેરેના ચરિત્રો વાચવાથી ખાત્રી થશે કે, પૂર્વજોના ઝળહળતા કીર્તિદીપકને ગુજરાતી પુષ્કરણાઓએ પણ વિદ્યાના પ્રભાવથી અખડિત સાચવી રાખ્યો છે સ્વવીર્યથી રાજ્યમાન્ય સ્થિતિ પ્રાપ્ત કરી વશપરપરાના અનેક વર્ષાસનો મેળવ્યા છે

આ સ્થળે એક બાબત અવશ્ય ધ્યાનમા રાખવાની

જરૂર છે તે એ કે જેમ રાજસ્થાનમા અનેક રાજ્યકુટુબોના માન અને આશ્રય નીચે પુષ્કરણા કોમ પ્રથમથી જ વસી હતી, તેવા વશપરપરાથી ભક્તિવશ રાજકુટુબો અહી ન હતા મુસલમાની સત્તાના આરભકાળમાજ પુષ્કરણાઓ અહી આવી વસ્યા એ ધ્યાનમા લેતા આશ્રય અને અનુયાયી વર્ગ નહિ હોવા છતા પણ ૫૦૦ વર્ષના ટૂક સમયમા આટલો ઉજ્જ્વળ વારસો ગૂજરાત ધરાવી શકયુ છે તે ખરેખર પ્રશસનીય અને બીજામા આદરભક્તિ ઉત્પન્ન કરે એટલી મગરૂબીનો ઇતિહાસ છે એમ સર્વ કોઈ કબૂલ કરશે એ ચોક્કસ છે

હવે વિશેષ વિવરણમા નહિ ઉતરતા ચરિત્રના ઉજ્જ્વળ મહિમાતીર્થની વર્ણનયાત્રા શરૂ કરીએ એટલે તેમાથી સુજ્ઞ વાચકો ગુજરાતી પુષ્કરણાજ્ઞાતિનુ યશચિત્ર પોતાના નિર્મળ અતઃકરણમા ઉતારી યોગ્યાયોગ્યતાનુ નિરીક્ષણ કરશે એટલી આશા ને અતઃકરણની પ્રાર્થના છે



(૧)

## વીર પુરુષનો જય.

### એક યાદગાર કથા ને એક વીરની રાજભક્તિ.

વીરમગામ પરગણામા ગાયકવાડ તાબાનું ઝોટાણા નામે એક ગામ છે ૧૬ મા સૈકામા ભારતસમ્રાટ અકબરશાહના વખતમા આ ગામ આગળ રાજ્યભક્તિ દાખવતા ગામદેવ

નુખના શ્રી જયદેવ ગોરધન નામના પુષ્કરણા વીર પુરુષે પ્રાણ સમર્પણ કર્યું હતુ (સ ૧૯૩૩) તે જગાએ વીર જયદેવનુ એક પાળીઆરૂપે સ્મારક જોવામા આવતુ હતુ

(૨)

---

## શાસ્ત્રી શ્રીશિવદત્ત શંભુરામજી

ધનગામ નિવાસી પણીઆ નુખના ને અમદાવાદમા ત્રવાડી (જોશી નુખના) નરસિંહરામની કન્યા માકોર સાથે જેમના લગ્ન થયા હતા તે શિવદત્ત શાસ્ત્રીજી સ ૧૮૯૦ ના અરસામા થઇ ગયા

ગુજરાતમા આ સમયે ગાયકવાડ સરકારની ગાદીએ મહારાજા આનંદરાવ સરકારની સત્તા વિદ્યમાન હતી શ્રીશાસ્ત્રીજીની જ્યોતિષશાસ્ત્રમા અદ્ભુત કુશળતા, ઉંચી બુદ્ધિ વગેરેને લીધે ગાયકવાડ મહારાજાના રાજશાસ્ત્રી ને ન્યાયખાતામા સલાહકાર પંડિત તરીકે શિવદત્તજીએ ગાયકવાડી રાજ્યની સેવા બજાવી પુષ્કરણા કોમને ઉજ્જ્વળ કરી છે રૂા ૧૨૦૦ નુ વંશપરંપરાનુ વર્ષાસન મહારાજા સાહેબે તેમને કરી આપ્યુ હતુ સદરહુ વર્ષાસન તેમના પુત્ર રામચંદ્ર અને તેમના પછી શાસ્ત્રીજીના પૌત્ર–ત્ર્યંબક, વલ્લભ અને દુર્લભ ભોગવતા હતા તે ઉપરાત અનેક વખત મહારાજા તરફથી કીમતી પોશાક, અલંકાર વગેરેનો શિરપાવ મળતો, પરંતુ શાસ્ત્રીજીનુ દીલ ઘણુ ઉદાર એટલે આ દયાળુ પુરુષ કોઇ કોઈ વખતે દુપટ્ટા અગર જે કાઇ પાસે હોય તે યાચ-

કોને આપી દેતા આ શાસ્ત્રીજી જેવા રાજયમાન તેવાજ મંત્રશાસ્ત્રની ઉપાસનાને લીધે અદ્ભુત શક્તિ ધરાવતા હતા ગાયત્રી પુરશ્ચરણવિધિ અને બીજા અનેક ગ્રંથો પોતાના ઉપયોગ અને તેમના વંશજોના લાભાર્થે તેઓશ્રીએ લખેલા માલમ પડે છે

(૩)

## શ્રીસદાનંદ સ્વામી (સં. ૧૭૪૨–૯૬ના અરસામા)

બુરાનપુર નિવાસી સ્વામી સદાનંદજી મહાવિદ્વાન અને બાળ બ્રહ્મચારી હતા તેમનુ મૂળ નામ સુંદરદાસ હતુ આ પવિત્ર પુરુષે બુરાનપુર શહેરમા મબારખપુરમા એક મઠ સ્થાપન કરી સેંકડો જ્ઞાતિબાળકોને વિદ્યા ભણાવી હતી પ્રબોધચંદ્રોદય અને આત્મબોધ જેવા અધ્યાત્મવિદ્યાના ઘણા ગ્રંથો તેઓશ્રીના સ્વહસ્તે લખેલા માલમ પડે છે

૪

## શ્રી દીપરામ જોઇતારામ વૈદ્ય (છાગાણી નુખના)

વડોદરાના રાજવૈદ્ય તરીકે પ્રસિદ્ધિ પામેલા શ્રીદીપરામજી બુરાનપુરના રહીશ હતા ગાયકવાડ સરકારમા તેમની ઘણી પ્રતિષ્ઠા હતી તેમની કીર્તિનુ સ્મારક **દીપરામની હવેલી** ચાપાનેરી દરવાજા પાસે કાતારેશ્વર મહાદેવની સામે–વૈદ્યરાજની મહત્તાની આપણને યાદ આપે છે શ્રીશીવદત્તજીની

પેઠે દીપરામજીએ પણ શ્રીસરકાર પાસેથી વર્ષાસન મેળવ્યા હતા, તે વર્ષાસન હજી ચાલુ છે ને તેમના વંશજ ડાહ્યાભાઈ ચુનીલાલ તેનો ઉપયોગ કરે છે

---

## ૫

## શ્રી દુર્લભરામ દયાશંકર વૈદ્ય (૧૭૭૩)

પેશ્વા સરકારના રાજવૈદ્ય (કપટા નુખના) શ્રીદુર્લભરામજી અમદાવાદના વતની હતા જેમણે એક સુંદર શિવાલય બંધાવી શ્રીવૈજનાથ મહાદેવની સ્થાપના પુંકરણાની પોળમાંજ કરી હતી. તેનું વર્ષાસન અદ્યાપિ જિલ્લાના કલેકટર સાહેબની ઓફિસમાંથી દર વરસે તેમના સગાને મળ્યા કરે છે

---

## ૬

## સુપ્રસિદ્ધ જ્યોતિર્વિદ્ શ્રી કીરપારામજી (મપારા નુખ).

પાટણના આ જોશીજીની મહત્તા વર્ષાસન નિમિત્તે તેમણે મેળવેલા અનેક લેખપત્રો જોવાથી માલમ પડી આવે છે. તેમના પૌત્ર શ્રી મોટા વજેરામ અને કીરપારામજીએ રાજ્યજ્યોતિષી તરીકે ઘણી મોટી નામના મેળવી હતી શ્રીમંત સરકારના સહીસિક્કાવાળી લેખપત્રિકાઓ પરિશિષ્ટમાં આપવામાં આવેલી છે જે વાંચવાથી વાચકબંધુઓને આ બંને વિદ્વાન પુરુષોની સુયોગ્ય પીછાન મળી શકશે

---

૭

## જોશી શ્રી દીનાનાથજી.

અમદાવાદ નિવાસી ઓઝા નુખના દીનાનાથજીની વિદ્વતાનો પ્રભાવ રાજ્ય કરતા સમસ્ત જૈન કોમ ઉપર વિશેષ હતો જૈન મંદિરોમા મૂર્તિની પ્રતિષ્ઠાના, જૈન સાધુઓને દિક્ષા આપવાના, વિવાહના અને ધર્મક્રિયાને લગતા સર્વ પ્રકારના મુહૂર્ત નિર્ણય કરનાર એકલા આ શ્રીદીનાનાથજીની શક્તિ ઉપર જૈન કોમને સંપૂર્ણ વિશ્વાસ અને માન હતા આવી અગત્યની બાબતોમા બીજા પંડિતો કરતા આ એકજ જોશીજીની વિદ્વતા પ્રમાણ ગણાતી હોવાથી આખી જૈન કોમમા તેમનો કાબુ વિશેષ હતો અને હાલ પણ છે તેમની ગાદીએ જોશી બાપાલાલ આવ્યા હતા. તે પણ ઘણા પ્રતિભાશાળી હોવાથી ઘણે દૂર સુધી એહેરા જોશીના નામથી ઘણા પ્રખ્યાત હતા



(૮)

## શ્રી ભટાણી કાકી ઉર્ફે ધીરજબા

પૂર્વાર્ધમા અનેક સુપ્રસિદ્ધ ચરિત્રો આપણે જોઈ ગયા, પરંતુ સમસ્ત જ્ઞાતિમા એક સ્ત્રીદેહમા વસીને મહાન આત્માએ વિદ્યા અને શક્તિના બળે કીર્તિ મેળવી હોય એવુ ભટાણી કાકી સિવાય એક પણ દષ્ટાંત મળી શકતું નથી એટલા પૂરતી ગુજરાતની પુષ્કરણાજ્ઞાતિની કીર્તિમા સવિશેષ અને અભિમાન લેવા લાયક વધારો થયો છે

# પુષ્કરણા જ્ઞાતિની પ્રાચીનતા અને ગૌરવ

વોહોરા-જોશી કીકા વૃંદાવનના પુત્રી અમદાવાદના વતની હતા પોતાના વિદ્વાન પતિ વ્યાસ ગોપીનાથ શ્રીધરના સમાગમે કરી જ્યોતિષવિદ્યામા એમની કુશળતા ઘણી આશ્ચર્યજનક હતી પોતે શ્રીઇષ્ટદેવની ઉપસના કરવામા એટલા આસ્તિક અને ધાર્મિક હતા કે લોકો એમ માનતા કે તે દેવની કૃપાને પાત્ર-પરમ ભક્ત હતા વિશેષ ગર્વની વાત તો એ છે, કે કેટલાએ વિદ્યાર્થીઓને પોતાની પાસે રાખી વિદ્યાદાન આપતા અને તેમનુ પાલનપોષણ પણ પોતેજ કરતા આ પ્રમાણે તેમની જ્યોતિષનિપુણતા, ધાર્મિકતા અને વિદ્યાદાન આપવાની તેમની શક્તિ અને સેવાનો વિચાર કરતા ધીરજબાના પવિત્ર આત્માની તેજસ્વિતા તરફ આપણો પૂજ્યભાવ પ્રગટ થયા વગર રહે તેમ નથી

જ્યોતિષવિદ્યા ઉપર તેમનો કેટલો કાબુ હતો તે વિષે તેમના પ્રવાસની એક આશ્ચર્યજનક વાર્તા કહી આ ગૌરવવાળુ ચરિત્ર સમાપ્ત કરીશુ

એક વખત ભટાણી કાકી પોતાના વિદ્યાર્થીઓને સાથે લઇ યાત્રાએ નીકળ્યા માર્ગમા અનેક જગાએ વિશ્રાતિ ખાતર મુકામ થતા એમ ચાલતા ચાલતા એક ગામમા આવી પહોચ્યા જ્યા મોટો યજ્ઞસમારભ થતો હતો ગામના અવલોકન અર્થે વિદ્યાર્થીઓ ફરતા ફરતા યજ્ઞવેદી સમીપ જઈ ચઢયા આચાર્ય અને બીજા બ્રાહ્મણોએ આ કોઇ ભિક્ષાર્થીઓ ભટકતા આવેલા છે એમ ધારી તેમનો કઈક

તિરસ્કાર કર્યો યજ્ઞયાગ કરાવીને આ બ્રાહ્મણો પણ ભિક્ષા ઉપર જીવન ટકાવે છે છતા કઇ વિદ્યાના બળે આવુ ઘમડ તેમનામા છે તે જોવાને, તથા વિદ્યાર્થીદ્વારા પોતાના સ્વમાનને પણ સ્વાભાવિક આઘાત લાગવાથી યજ્ઞની જગાએ ધીરજબા આવ્યા

બ્રાહ્મણોએ કહ્યુ-તમે તમારે રસ્તે જેમ આવ્યા હતા તેમ પધારો આ બવા ડોળદમામ સાથે તમારૂ શુ કામ છે? ભટાણી કાકીનુ શાત ધર્મતેજ આ અજ્ઞાનીઓનુ અભિમાન જોઇ ભભકી ઊઠયુ આચાર્યને પ્રશ્ન કર્યો કે ભલે મારૂ કામ ન હોય પણ આ યજ્ઞવેદી વિધિસર બનાવી નથી યજમાન અને બ્રાહ્મણો ચમકી ઊઠયા વાચકો જાણીને આશ્ચર્યચકિત થશે કે વેદીના નીચેના ભાગમા કોઈ મરેલા પશુનુ હાડકુ હતુ તે જમીન ખોદાવી જ્યારે બહાર કાઢયુ ત્યારે આચાર્ય, બ્રાહ્મણો અને યજમાન સર્વે ભટાણી કાકીને પગે પડયા, અને સર્વના અત્યાગ્રહથી પોતે આચાર્ય બની તે યજ્ઞસમારભની પૂર્ણાહુતિ કરી

આવી જાતનો વિદ્યાચમત્કાર અને આવુ શુદ્ધ જીવન આ ગ્રથમા કયાય માલમ પડતુ નથી પુષ્કરણાજ્ઞાતિ ગુજરાતમા વસ્યા પછી અનેક પડિત પુરુષોએ જ્ઞાતિની ઉન્નતિ કરવા સાથે ગુજરાતવાસી પુષ્કરણાઓનો કીર્તિધ્વજ ફરકતો રાખ્યો છે

ઉપર આઠ ચરિત્ર વર્ણવવામા માત્ર આછી રૂપરેખાજ દોરવા પ્રયત્ન કર્યો છે વિગતવાર અહેવાલ આપવા કરતા

હવે પછીના પ્રકરણમા અનેક પડિત પુરુષોએ વર્ષાસનો પ્રાપ્ત કરી જે રાજમાન્ય સ્થિતિ પ્રાપ્ત કરી છે તેનુ વર્ણન આપવુ વધારે ઉચિત લેખાશે ગુજરાતી પુષ્કરણાજ્ઞાતિની આબાદી સોળે કળાએ ખીલી હોય તો એ વર્ષાસનોદ્વારા જે મહિમા ટપકયા કરે છે તે ઉપરથી વાચકો જોઈ શકશે

## પ્રકરણ ૫ મું.

## ગુજરાતી પુષ્કરણા બ્રાહ્મણોની રાજ્યસમાનિત પ્રતિભા

ઇ સ ૧૭૨૦મા શ્રીમત ગાયકવાડ સરકારના વશમા મહારાજા પીલાજીરાવે પ્રથમ ગુજરાતમા ગાદી સ્થાપન કરી એમના સમકાલીન માલાજીરાવના સમયથી પુષ્કરણાજ્ઞાતિ રાજ્યસમાનિત થવા લાગી એ ગણતરીએ આજથી ૨૦૦ વર્ષ ઉપર પુષ્કરણા પડિતોને લીધે જ્ઞાતિની આબાદી ઉચ્ચ સ્થિતિ ઉપર હતી એ આપણે કબૂલ કરવુ જોઇએ

પરિશિષ્ટમા વિદ્યાગુણજ્ઞ મહારાજાઓના સહીસિક્કાવાળી ૧૩ નકલો રજુ કરવામા આવી છે તેમાની ઘણીખરી પ્રતો વાચતા માલમ પડે છે, કે કેટલાક વર્ષાસનો માલાજીરાવના સમયથી શરૂ થયા હતા

શ્રીમત સયાજીરાવ, ફત્તેસિહરાવ, ગોવિદરાવ, આનદ-રાવ અને ૧૮૭૦-૭૫ના અરસામા રાજ્યારૂઢ મલ્હારરાવ

સરકાર સુધી એટલે ઈ સ, ૧૭૬૮થી ૧૮૭૫ સુધીના ૧૦૭ વરસના કાળમા પુષ્કરણા વિદ્વાનોની પ્રતિભા એક સરખી સ્વીકૃત અને ચાલુ રહેલી છે ગૂજરાતના પુ'કરણા બ્રાહ્મણોનો આ સમય સોનેરી કહી શકાય આ ૧૦૦ વરસના કાળમા વૈદ્યરાજ દીપરામજી, દલપતરામજી, દુર્લભરામજી, મછારામજી, છોટા વજેરામ, અને કીરપારામજીએ સમસ્ત ગાયકવાડી રાજ્ય ઉપર એવી અદ્ભુત અસર નીપજાવી હતી કે–ગુજરાતના નાનામોટા તમામ ભાગ ઉપર આ વિદ્વાનોના વર્ષાસન નિમિત્તે ધાર્મિક કર ઉઘરાવવામા આવતો હતો

સુરત પ્રાત, ઉમરેઠ પ્રાત, નવસારી, કાઠિઆવાડ, નડિયાદ અને વડોદરા શહેર, વીજાપુર, ખેરાળુ અને રાજપીપળા પ્રાત–એટલે વિશાળ ગુજરાતના મુખ્ય મુખ્ય પરગણામાથી લગભગ રૂા ૨૩૦૦ રૂપીઆ જેટલી વાર્ષિક રકમ શ્રીમત સરકારના હસ્તે પુ'કરણા વિદ્વાનોના ચરણમા વશપરપરાના ઉપભોગના કરારે ભેટ ધરવામા આવતી હતી અગાઉ કહેવામા આવ્યુ છે તેમ શ્રીશાસ્ત્રીજી શિવદત્તજીને રૂા ૧૨૦૦ મળતા હતા એ રકમનો સમાવેશ ઉપરની રકમમા કરવામા આવ્યો નથી, તેમજ બીજા લેખપત્રો જોઈએ તેટલા પ્રમાણમા મેળવી શકાયા નથી એ બધો ખ્યાલ વાચકોએ ધ્યાનમા રાખવો ઘટે છે

પરિશિષ્ટમા આપેલી સનદોની નકલો વાચતાજ પુષ્કરણા અગ્રેસરોની પ્રતિભાએ શ્રીમત ગાયકવાડ સરકારના દરબારમા કેટલી ભવ્ય અસર કરી હશે તેનો ખ્યાલ પ્રત્યેક

નકલોમા માનવાચક શબ્દાવલિ ઉપર નજર ફેરવતાજ આવી શકે તેમ છે

આ લેખકના હાથે એ મહાનુભાવોની મહત્તાનુ વર્ણન થાય એના કરતા નકલમા વારવાર વપરાએલા વેદમૂર્તિ, મોટા સત્પાત્ર, બહુ સત્પાત્ર, સ્નાનસધ્યાશીલ, જ્યોતિષ-વિદ્યાસપન્ન, તીર્થરૂપ, વેદશાસ્ત્રસપન્ન, બહુ મોટા વિદ્વાન એ શબ્દોમા પુષ્કરણા જ્ઞાતિને અભિમાન લેવા લાયક કીર્તિ વધારે અલકૃત થયેલી માલમ પડે છે

સદ્ગત શ્રીમત સરકારે બહુ નમ્ર શબ્દોમા જાહેર કર્યુ છે, કે માલાજીરાવ ઓએના સમયથી શરૂ થએલા અને સ ૧૮૫૩, ૧૮૬૭, ૧૮૭૮ અને ૧૯૨૭ મા નવા પત્રો લખાએલા તે પ્રમાણે વર્ષાસનો વશપરપરાના ઉપભોગની શરતે, કાઇપણ હેરાનગતિ કર્યા વગર, દસ્તા-વેજની અસલ નકલ પુષ્કરણા વિદ્વાનોને આપીને, અને દર વર્ષે નવી સનદ કરાવવાની કે સિદ્ધ કરવાની કોઇપણ જાતની તકલીફ તેમના વશજોને ન પહોચે એવી રીતે— વર્ષાસનોના રૂપીઆ આપવા તે રાજ્યનો પરમ ધર્મ છે. રાજ્યનુ તેમા શ્રેય છે કલ્યાણ છે

જે વિદ્વાનોની પ્રતિભાને લીધે રાજ્ય પોતાનુ શ્રેય સમજે અને માનભરેલી રીતે વર્ષાસનો વશપરપરા ભોગવાય તેની ઉદાર કાળજી બતાવે તે વિદ્વતા કેટલી ગૌરવવાળી હશે તેનો ખ્યાલ કાઇ પણ વર્ણન વગર આપોઆપ મળી રહેશે

પરિશિષ્ટમા રજુ થયેલી નકલો તો નવા લેખો થયા

તેની છે મૂળ લેખોમા આથી પણ વિશેષ માનમરતબા-વાળી ભાષા વપરાઈ હશે તે વિષે ભાગ્યેજ કોઈને શકા થશે વર્ષાસનોમા કોઈ જાતની અટકાયત ન થાય એ સારૂ શ્રીમત સરકાર તરફથી યોગ્ય કાળજી રખાતી અને પરગ-ણાના હામદારોને તાકીદના હુકમો પણ નીકળતા

એક સનદમા તો વેદમૂર્તિ મછારામ જેઠાગમજી જેમને બહુ મોટા વિદ્વાન ને સત્પાત્ર ગણી ગાડીબળદ ના ખર્ચ સારૂ આપાજી સુબેદારે વાર્ષિક રૂ—૬૦ ની રકમ આપેલી માલમ પડે છે

ઉદારા રાજ્યપૂજ્યાશ્ચ ભવિષ્યથ- વરદાયિની શ્રી મહાલક્ષ્મીનુ વચન ગૂજરાતવાસી પુષ્કરણા બ્રાહ્મણોએ કેટલા પ્રમાણમા સફળ કર્યું છે એ આ નાના લેખમા બતાવવા યોગ્ય પ્રયત્ન કર્યો છે

ગૂજરાતમા વસ્યાને ૫૦૦ વર્ષ જેટલી પ્રાચીનતા—બે સેકા જેટલો રાજ્યસમાનિત સમય—અને પરમ વિદ્વાન, ધાર્મિક, વીર પુરુષો ઉત્પન્ન કરનાર ગુજરાતવાસી પુષ્કરણા—બ્રાહ્મણજ્ઞાતિ—ને અન્ય પ્રાતના કે શાખાના પુષ્કરણા બ્રાહ્મણો આટલા પ્રયાસ અને સ્પષ્ટીકરણ પછી પણ યોગ્ય સ્વરૂપમા ન સમજી શકે તો પછી કોઈ જાતની દિલગીરીનુ કારણ નથી

ગૂજરાતી પુષ્કરણા સમાજના રિતરિવાજો વિષે હવેના છેલ્લા પ્રકરણમા કેટલીક હકીકત આપી પૂર્વાર્ધના જેટલોજ યશસ્વી ને મહિમાવાન આ ઉત્તરાર્ધ પણ સપૂર્ણ કરીશુ

શુભં ભવતુ સર્વદા

# પ્રકરણ ૬ઠ્ઠું.

## રીતરિવાજ અને સામાન્ય ઉપયોગી હકીકત.

પૂર્વાર્ધના ૧૧ મા પ્રકરણમા રીતરિવાજ વિષે જે હકીકત આપવામા આવી છે તેમા આ પ્રકરણનો ઘણો હેતુ સમાઇ જાય છે કેટલીક વિશેષ હકીકત ટુકમાજ આ સ્થળે લખવાની જરૂર છે

૧ લગ્ન જેવા ધાર્મિક કાર્યમા કુળ અને યોગ્યતાનેજ માન આપવાનો રિવાજ છે કન્યાવિક્રયનો દુરાચાર ગુજરાતવાસી પુષ્કરણાજ્ઞાતિને કલકિત કરી શકયો નથી વડોદરા, અમદાવાદ, પાટણ, ખાનદેશ, મુબઈ, હાલાર ને ખભાળીઆ જેવા વસ્તીના મુખ્ય મુખ્ય સ્થળોને કન્યાની આપ લેનો સબધ છે

૨ ઓઢા (પુરોહિત), મપારા, વ્યાસ, છાગાણી, જોશી પણીયા, ઓઝા, બોડા, કપટા, રામદેવ વગેરે શાખાના પુષ્કરણા બ્રાહ્મણો ગુજરાતમા વસતા હતા, પણ હાલ તો તેમાની થોડી નુખોના કેટલાક કુટુબો હયાતિ ભોગવે છે નુખવાર મનુષ્યગણના અને ઘરદીઠ નામાવલિ પ્રગટ કરવી તે કામ મુશ્કેલ છે તેમજ જ્ઞાતિના માસિકદ્વારા પ્રત્યેક સ્થાનના આગેવાનો તે હકીકત પ્રગટ કરે એ વધારે ઇષ્ટ છે

(૩) રાજનગર અમદાવાદમા ઘરની સખ્યા પોળવાર ( ફળીઆ વાર ) નીચે પ્રમાણે હતી

| | | | |
|---|---|---|---|
| પુષ્કરણાની | પોળ ૪૦ | મહાલક્ષ્મીની પોળ | ૨ |
| કવિશ્વરની | ,, ૪ | માડવીની પોળમા | |
| હીંગળોકની જોશીની | ,, ૨ | શેઠની પોળ | ૨ |
| પીપરડીની | ,, ૨૨ | પતાસાની પોળ | |
| પાજરા | ,, ૩૦ | બ્રહ્મપુરી | ૬ |

એક દર ૧૧૦ ઘર હતા.

(૪) અમદાવાદની પુષ્કરણાજ્ઞાતિમા અલ્પ કુટુબોજ હાલ હયાતિ ભોગવે છે

(૫) આજીવિકા, સપ્રદાય વગેરે

પૂર્વજોના કુળાચારને અનુસરી વૈદક અને જ્યોતિષ-વિદ્યાના પ્રભાવે અત્રેના કુટુબો ઉમદા રીતે પોતાનો જીવન-વ્યવહાર ચલાવે છે

ગૂજરાતમા જ્યોતિષવિદ્યાના પ્રભાવે તો અવધિ કરી પણ વૈદકવિદ્યાને ઉત્તેજક એકાદ ચરિત્ર આલેખાયુ હોત તો ઠીક એમ વાચકોને ઘડીભર લાગશે, પરતુ તેમ નથી

જ્યોતિષની સાથે વૈદકવિદ્યા પણ ગુજરાત તેમા ખાસ કરીને અમદાવાદના પુષ્કરણા બ્રાહ્મણ કુટુબોમા જન્મતાંની સાથેજ—વશપરપરાથી ચાલી આવી છે

આત્મશ્લાઘાની ટીકાને કારણે કેટલીક અગત પ્રતિભા આજ લેખકના સ્વહસ્તે ન મુકાય તો ઠીક એમ ધારી વૈદ-

કને લગતો કેટલોક ઉલ્લેખ મૌનભાવે આવવા દીધો નથી, પરંતુ કેટલાક જાહેર પ્રસંગો ઉલ્લેખને અયોગ્ય ગણવામા આવે તો વૈદકની મહત્તાને યોગ્ય ન્યાય મળ્યો કહેવાય નહિ—એમ ધારી ત્રણેક પ્રસંગો લેખકના જાતઅનુભવના હોવાથી કાંઈ પણ રંગ વગર નીચે દર્શાવવામા આવ્યા છે

(૧) પ્રાતઃસ્મરણીય શ્રીનાથજીની ગાદીવાળા ટીકાયત મહારાજશ્રી ૧૦૮ શ્રીગોરધનલાલજીના બેનશ્રી બેનાજી સં ૧૯૬૩ મા ખાસ દવા કરાવવા સારૂજ અમદાવાદ પધાર્યા હતા તેમને ભયંકર વ્યાધિમાથી આરામ અને તંદુરસ્તી મળ્યા હોય તો અમદાવાદ પુષ્કરણાની પોળમાથીજ

(૨) શ્રીદ્વારકા બેટના મહારાજશ્રી ૧૦૮ શ્રીપ્રદ્યુમન-લાલજી, અત્રેના મહારાજશ્રી ૧૦૮ શ્રીરણછોડલાલજીના ઉપવીત પ્રસંગે પધારેલા તેઓશ્રીનુ અસાધ્ય રોગગ્રસ્ત શરીર ખુશનુમા તબીયતમા પરિણમ્યુ હોયતો તે અત્રેની સારવારથી જ થવા પામ્યુ હતુ

(૩) ૧૦૮ શ્રીગોરધનલાલજીને ઘણો પ્રિય હજુરી ગોપાળ ખવાસ એવી માદગીમા સપડાયો કે મૃત્યુને ને તેને બે આગળનુ છેટુ પણ ન હતુ તેનુ ભાગ્ય અજમાવવા શ્રીનાથજીથી મહારાજશ્રીએ તેને અમદાવાદ મોકલ્યો ગોપાળ જીવતો થયો—સંપૂર્ણ નીરોગ થયો

આ પ્રસંગોથી એટલુ જ દર્શાવવા ઇચ્છા છે, કે પુષ્કરણા-કુળના પ્રસિદ્ધ ઓદા કુટુબમા શ્રીઆર્યવૈદકનો સ્વાધ્યાય

સગીન ઉપાસનાની દૃષ્ટિથી ચાલુ રહ્યો છે ને ભવિષ્યમા પણ રહેશે જ

પરાપૂર્વથી ચાલ્યા આવ્યા પ્રમાણે અત્રેના પુષ્કરણા બ્રાહ્મણો શ્રી વૈષ્ણવ સપ્રદાયના આચારવિચારને માન આપે છે

વૈષ્ણવ સપ્રદાયની વાત નીકળતા એક ઐતિહાસિક ખુલાસો કરવાની જરૂર લાગે છે સ્વ૦ શ્રીજયેષ્ઠાગમ મુકુ-દજી પણીયાએ પુષ્કરણોપાખ્યાનના બાવનમા પૃષ્ઠે એક હકીકત પ્રસિદ્ધ કરી તેનો ખુલાસો માગ્યો છે

"અમદાવાદવાળા ગોસ્વામી મહારાજ સાથે વણ કરીને ત્રીકમલાલ નામે ગૃહસ્થ સ્થિતિના અને મહારાજશ્રીના માનીતા પુષ્કરણા વૈદ્યરાજ માડવી આવ્યા હતા"

તેમા લખેલા પુષ્કરણા વૈદરાજ વણ કરીને નહિ પણ ચોકકસ ત્રીકમલાલ અચરતલાલ જે આ લેખકના કાકા થાય છે તેઓજ હતા તેઓશ્રી ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીછોટાજી મહારાજશ્રીના વહુજી મહારાજ સાથે માડવી ગયા હતા અને ત્યા નીમવાળી હવેલીમા ઉતર્યા હતા

બરાબર ત્રણ પેઢીથી બોદા કુટુબને અત્રેની સુપ્રસિદ્ધ શ્રીનટવરલાલ શ્યામલાલની ગાદી સાથે ઘણો ગાઢો સબધ છે

આ ગાદીના શ્રીછોટાજી મહારાજના રાજવૈદ્ય શ્રીઅચરતલાલ હતા તે પછી મહારાજ શ્રીવ્રજરાયજીના સમયમા

શ્રી ત્રીકમલાલ અચરતલાલ અને રણછોડલાલ મોતીલાલ કામ કરતા, અને હાલના મહારાજશ્રી ૧૦૮ શ્રી રણછોડલાલજીના વૈદરાજ તરીકે વૈદ્ય રણછોડલાલ મોતીલાલ કામ કરે છે આટલા વિસ્તારથી ખુલાસો કર્યા પછી સમજાશે કે, સ ૧૯૧૨ મા વૈદરાજ શ્રીત્રીકમલાલજી માડવી ગયા હતા એ વાતો નિસ્સદેહ છે

इति शिवम्

## ॥ ॐ ॥ संपूर्ण.



# अथ श्री ज्ञातिनी अवटंक नुख ॥

जोशी ठक्कुर व्यास लोहर बटु ।
सारां त्रवाडी वसा ॥
प्रोहित लाडण भूभला परशीया ।
बाकी करडा मथू ॥
ढाकी मत्तड जैलुआ चोहोटीआ ।
पहलोड वासु भिडा ॥
कपटा खीस कीरात शुक्ल वोहोरा ।
छागाणी वाहेत्रिया ॥ ॥ १ ॥

बुजड लोटश दीक्षिता कपटीआ ।
अगाशीया डेडरा ॥
वींजा पींजण लुद्र धाम चाडिया ।
लुणार गुह्वाटीआ ॥
पेटारा चपटा सुलठ गढिया ।
झोटा उझा लछरा ॥
शेहड मत्तड कोटिया कुथलिया ।
महेता उपाध्या चुरा ॥ ॥ २ ॥

केवलीया बोहोडा मपार बेहेठा ।
भावाय पडचावला ॥
काढेचा सटका गुहार पणिया ।
हेडाउ आवाटला ॥
पढियारा जणवाड पुष्कर नव- ।
ग्रामी भ्रगु मानुआ ॥
हरसा चार्य च रामदे बुरवडा ।
म्याटकशाल्याभिध ॥ ॥ ३ ॥

भाभला मातवालश्चा । काक्रेचा थानवी रय ॥
बालेचा सोमनाथाश्च । सर्वाल्पा कर्धा बोडच ॥ ॥ ४ ॥

पुष्कराक्ष द्विजातीना नुखसज्ञान्यनुक्रम ।
द्विजान् पच सहस्राणि स्थापित कश्यपात्मज ॥ ५ ॥

इति पुष्करणानामवटकनुखक्रम ॥ मवत १६९५ ॥

# કેટલીક વંશાવળીઓ.

## (૧) બુરાનપુર. શ્રી દીપારામ જોઇતારામ છાંગાણી કુળ




### નોંધ

૧ દીપરામજીનુ પ્રથમ વેશવાળ વડોદરામા થયેલુ, પણ ત્યા લગ્ન નહિ થતા અમદાવાદમા ઓઝા મહાશંકર કંકુ જોશીની દીકરી બાઇ દિવાળી સાથે દીપરામજી પરણ્યા હતા

૨ ગુલાબ તે અમદાવાદમા જોશી નાનાલાલ વલ્લભરામના પુત્ર સદાશંકરના પત્ની થાય

૩ શ્રી દીપરામજીએ પોતાના ભાણેજ રામેશ્વર પરભુરામને પોતાનુ ઘર સં ૧૯૮૨ ની સાલમા શ્રીકૃષ્ણાર્પણ આપેલુ છે

૪ ગોદાવરી ઓઝા હરિલાલ અચરતલાલ સાથે, ગંગા ઓઝા ભોગીલાલ અચરતલાલ સાથે, સ્વરૂપ પાટણમા મપારા નથુરામ સાથે, લક્ષ્મી પાટણમા મપારા અંબાશંકર સાથે અને સુભદ્રા ધનગામમા પરણી હતી

૫ છાગાણી કુળના વતન બુરાનપુરમા સારી આવકવાળુ ને ઘણુ પ્રતિષ્ઠિત શ્રી બાલાજીનુ મંદિર છે તે આ કુળના વડવાઓએ પોતાના ગોરને શ્રી કૃષ્ણાર્પણ આપેલુ છે



# (૨) પણીઆ નુખ




## નોંધ

૧ શ્રી શિવદત્ત શાસ્ત્રીજીના પુત્રી રેવા અમદાવાદ ટંક-શાળી નુખમા જોશી ઉમિયાશંકર સંપતરામ સાથે પરણેલા હતા

૨ શાસ્ત્રી શ્રી રામચંદ્ર, જોશી નથુરામની દીકરી બાઇ હરકોર સાથે પરણ્યા હતા

૩ વ્યાસ બાળાશંકર પાછળથી વડોદરામાં ઓઝા પ્રભાશંકર મહાશંકરને ત્યાં દત્તક થયા હતા

(૩) પણીઆ નુખ ચાલુ

## જોશી કેવળરામ દુર્લભરામ.




નોંધ—

જશોદા—પાટણમાં મપારા દયાશંકર મોટા જોશીની સાથે

કૃષ્ણા—ઓઝા ત્રીકમલાલ અચરતલાલની સાથે

પરધાન—અમદાવાદ વ્યાસ નાનાલાલ મયારામ સાથે

શણગાર—વડોદરામાં ઓઝા પ્રભાશંકર સાથે

જોશી કેવળરામ દુર્લભરામ, અમદાવાદમાં વૈદ્ય અચરતલાલ જોઈતારામની દીકરી બાઈ પારવતી સાથે પરણ્યા હતા.

( ૨ ) પણ્ડીઆ નુખ

(૪) મપારા નુખ પાટણ



નોધ —(૧) મોટા જોશીના પુત્રી ઝવેર ઓઝા કરૂણા મહાશકર સાથે પરણેલા તેમની દીકરી અતિલક્ષ્મી ઓઘા મોતીલાલ અચરતલાલ સાથે

(૨) × આવી નિશાનીવાળા પુરુષો મારવાડમા પરણ્યા હતા આજથી ત્રણ ચાર પેઢી પહેલાજ મારવાડ સાથે સબધ હતો એ બાબત આ ઉપરથી નક્કી થાય છે

## (૫) ધનપુરથી આવેલા તે ઓઝા નુખ.



## (૨) પણીઆ નુખ




**નોંધ—**

શિવગંગા—અમદાવાદમાં કપટા નુખમાં ગૌરીશંકર મનસુખરામ સાથે

ગંગા—બોદા ગિરિધરલાલ અચરતલાલ સાથે (અમદાવાદ)

અતિલક્ષ્મી—બોદા મોતીલાલ અચરતલાલ વૈદ્ય (અમદાવાદ)

ધનલક્ષ્મી—વ્યાસ જોશી શિવશંકર સંપત્તરામ સાથે (અમદાવાદ)

## (૬) વડોદરા નિવાસી કલ્લા નુખ. (લુદ્રવા)






## (૭) તેરવાડી ગામથી આવેલા કપટા નુખ (બોહોરા)






× (૧) ભટાણી કાકી તે આ કીકા વૃંદાવનના પુત્રી થાય

નોધ (૧) શંભુરામના પુત્રા અમદાવાદમા જોશી દીનાનાથ મહાશંકર સાથે પરણ્યા હતા આ બાઈ પોતે જન્માક્ષર જન્મોત્રી, વર્ષફળ ઈત્યાદિ બનાવી શકતા

## (૮) ટકશાળી નુખ. (વ્યાસ)


કૃષ્ણજી (સં ૧૪૯૨)
નરસિંહ
શિવજી
ત્રિવિક્રમ
શ્રીધર
નાનો
મંગળજી
મોરારજી
×ગોપીનાથ
આણંદરામ
ત્રિપુરાશંકર
ગણપતિ
વિઠ્ઠલ
સદાશિવ
માધવરામ
ઇચ્છારામ
લક્ષ્મીનારાયણ
જયરામ
રઘુરામ
શામળદાસ
દુલર્ભરામ
કેવળરામ
મૂળજી
જેઠારામ
મયારામ
મોતીરામ
વસરામ
ભવાનીશંકર
સંપતરામ
નાનાભાઈ
ઉમિયાશંકર
શિવશંકર
બાપાલાલ
મણિલાલ
હરિશંકર
રેવાશંકર

### ( ૨ ) પણીઆ મુખ

( ઉમિયાશંકર શિવશંકર બાપાલાલ મહેન્દ્રલાલ હરિશંકર ગૌરીશંકર )




નોધ–ભટાણી કાકી તે આ ગોપીનાથ શ્રીધરના પત્ની થાય

---

## ( ૯ ) અમદાવાદ શ્રી ઓદાનુખ ( પુરોહિત )




વેદાગરાય
તુલજારામ
(સોરઠમાગયા)
ઈચ્છારામ
પ્રજારામ
દુલભરામ
સેવકરામ
દલપત્તરામ
જોઈતારામ
(દત્તક ત્રીકમલાલ
અચ્ગતલાલ
લાલભાઈ
અચરતલાલ
નાનો
ત્રીકમલાલ
ગિરધરલાલ
મોતીલાલ
હરિલાલ
ભોગીલ લ
નરસીહલાવ
રતનનાવ
દીકરી
લલિતા
ચુનીલાલ
ગોવિંદલાલ
હીરાલાલ
રણછોડલાલ
ચીમનલાલ
વિધવાબાઈ
હરકોર
પ્રાણુલાલ
નંદલાલ
ધીરજલાલ
પ્રદ્યુમનલાલ

## કેટલીક વ શાવળીઓ

(૧)

રાજેશ્રી કમાવીસદાર માવાજી બોએ ગોસાવીઆમ અખડિત લક્ષ્મીઅક્ષ કૃત રાજ્યમાન શ્રીઆનદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દડવત વ રામ સુમાયતેન રાજેશ્રી દીપરામ વૈદ્ય પુષ્કરણા બ્રાહ્મણ બુરાનપુરકર એમનુ વર્ષાસન માલાજી બોએથી સાલ દરસા-લની તપસીલ

| | |
|---|---|
| ૨૦૦) પ્રગણે બડોદે | ૧૭॥ જગાત શાકર કોઠા બડોદા |
| ૨૦૦) પ્રાત કાઠિઆવાડ | ૨૫) પ્રગણે બેરાલુ |
| ૨૫) પ્રગણે પ્રાતીજ | ૨૫) પ્રગણે કપડવજ |
| ૧૦) કસ્બે ભાલેજ | ૧૫) પ્રગણે ઉમરેઠ |
| ૪૦) પ્રગણે રાજપીપલા | ૬૩૦॥ (એકદર) |

એકદર રૂપીઆ ૬૩૦॥ મળતા અવે છે તેનુ ખુદાવત દરસાલ મળવાનો દાખલો જોઇને સાલ મજકુર સવત ૧૮૬૭ની ફસલી સાલ બાબત સદરહુ વર્ષાસનના રૂપીઆ વ મજકુરને વગર હરકતે આપવા જાણીજે ચાર ૧૩ માહે સફર

| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरधर आनंदराव गायकवाड सेना खासखेल समशेर बहादुर (शिक्को) | मोतबे सुद |
|---|---|

(૨)

વેદમૂર્તિ રાજેશ્રી દીપરામ બીન જોઇતારામ વૈદ્ય વાસ્તવ્ય શહેર બુરાનપુર સ્વામીની સેવામા સેવક ગોવિંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દડવત વિનતી જત તમોએ હજુરને

અરજ કરી કે દરમાલ માલાજીનાના વખતથી વર્ષાસન મળે છે તેની તપસીલ

| | | | |
|---|---|---|---|
| ૧૫) | કસ્બે ઉમરેઠ | ૧૦૦) | પ્રાંત સુરતની તપસીલ |
| ૪૬॥ | શાહેર જકાતની મ ડી ઉપર વડોદરા | ૧૦) | પ્રગણે વસરાઇ |
| | | ૧૨) | પ્રગણે ચોરાશી |
| ૨૪) | દર માસે ૩ ) પ્રમાણે | ૭) | પ્રગણે કામરેજ |
| ૨૨॥ | દરરોજ પૈસા ૪ પ્રમાણે | ૭) | પ્રગણે દસે |
| ૮૬॥ | | ૫) | કસ્બે વરીઆવ |
| ૨૦૦) | પ્રાંત કડિઆનાટ | ૧૦) | પ્રગણે બલેસી |
| ૧૫૦) | પ્રાંત મહીકાંઠા | ૫) | કસ્બે નવસારી |
| ૮૧૨॥ | | ૭) | પ્રગણે તેરવાડી |
| | | ૭) | પ્રગણે માહેદ |
| | | ૫) | પ્રગણે કલોલ |
| | | ૩) | પ્રગણે કાચે અનાવલ |
| | | ૭) | પ્રગણે મગેવી |
| | | ૮) | પ્રગણે વલવાડ |
| | | ૧૦) | પ્રગણે ચીખલી |
| | | ૧૦૦) | |

એકદર રૂપીઆ ૫૧૨॥ ખુદાવન્ત દરસાલ મળે છે પરંતુ સનદ ગેરવલ્લે પડવાથી રૂપાવન્ત થઇ બીજી નવી સનદ કરી આપવી જોઇએ એના ઉપરથી મનમાં વિચાર કરતા તમો મોટા અને સત્પાત્ર તમારૂ ક્ષેમ ચલાવવાથી રાજને શ્રેયસ્કર જાણીને સદરહુ વર્ષાસન સરકારમાંથી માલાજીના વખતથી હમેશા ચાલતું આવ્યા પ્રમાણે કરાર કરીને આપ્યું છુ કે—સદરહુ વર્ષાસનનો તમો અને તમારા પુત્ર પૌત્રાદિ વંશપરંપરાએ અનુભવ સાલ દરસાલ ખુદાવન્ત આપના આવ્યા છે તે પ્રમાણે લઇને

રાજનુ શુભ ચિંતવન નિરંતર કરતા રહેવુ આ બાબત વર્તમાન અને ભાવિ કામદારના નામે મોકલ્યો છે બહુ શુ લખવુ એજ વિનતી, ચાર ६ માહે ૭૭ કાજ

| श्री राजाराम छत्रपति अखिल प्रौढ प्रताप पुरंधर गोविंदराव गायकवाड सेना खासखेल समशेर बहादुर ( सिक्को ) | मोतबे सुद |
|---|---|

---

( ૩ )

રાજેશ્રી કમાવીસદાર માલાજી એઓએ ગોસાનીઆન અખંડિત લક્ષ્મીઅલંકૃત રાજ્યમાન શ્રી સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર દંડવત અને રામ રામ, વૈ. રાજેશ્રી દીપરામ જોઈતારામ વૈદ બુરાનપુરકર એમનુ નેમનુક માલાજી એઓના સમયથી ફરમાન રૂપીઆ

૨૦૦) પ્રગણે બડોદે
૬૪) જગાત શાહેર કોઠ પ્રગણે બડોદે
૨૫) પ્રગણે ખેરાલુ
૪૦) પ્રગણે વિજાપુર
૪૦) પ્રગણે રૂક પ્રાન્ત ગજપીપના
૩૬૯)

એકદર રૂપીઆ ૩૬૯ અંકે ત્રણસો અગણોતેર મળતા આવે છે એનુ ખુદાવત દરસાલ મળતા આવ્યાનો દાખલો જોઈને સંવત ૧૮૭૭ના સાલ બદલ સદર દસ્તાવેજ માલાજી એઓની મંજુરીથી એમને આપવુ એમ સમજવુ ચાદ ૧૩ માહે સવાલ

| | |
|---|---|
| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरधर सयाजीराव गायकवाड सेना खास खेल समशेर बहादुर ( शिक्को ) | मोतबे सुद |

---

## (૪)

રાજેશ્રી કુમાનીસદાર વર્તમાન ભાવિ પેટલાદ સરકાર ભાગ ગોસાનીઆન અખડિન લક્ષ્મી અલકૃત રાજ્યમાન શ્રી આનદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર દડવત વ રામરામ જત વેદમૂર્તિ રાજેશ્રી દલપતરામ બીન દુર્લભરામ જોશી રહેવાસી અમદાવાદના એમને સરકારમાથી પ્રગણે મજકુરના વર્ષાસનના રૂપીઆ ૪૦ આ સાલથી નવીન સરકારથી કરાર કરીને આપ્યુ છે તેથી સદરહુ વર્ષાસનના રૂપીઆ જોશી મજકુરને અને તેમના પુત્ર પૌત્રાદિ વશપરપરાને દેતા રહેવુ દરસાલ નવો દાખલો માગવો નહિ આ કાગળની નકલ કરીને અસલ દસ્તાવેજ ભોગવટીઆને પાછો આપવો સદરહુ વર્ષાસનના રૂપીઆ નેમણુક કરેના ખાતામા મજરે છે / જમે છે

જાણીજે ચાદ ૧ માહે જી કાદ

| | |
|---|---|
| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरंधर आनंदराव गायकवाड सेना खासखेल समशेर बहादुर ( शिको ) | मोतबे सुद |

---

(૫)

રાજેશ્રી કમાવીસદાર વર્તમાન ભાવિ નડિઆદ ગોસાવીઆન અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન શ્રી ગોવિંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર સુભાયનેન વ અ'ફે બદલ વેદમૂર્તિ રાજેશ્રી દલપતરામ બીન દુર્લભરામ જોશી અમદાવાદના નાડીલ્ય ગૌત્ર પુ'કરણા જ્ઞાતિ બ્રાહ્મણ સ્નાનસંધ્યાશીલ જ્યોતિષ સવિત્તપન બહુત સત્પાત્ર અને કુટુંબવત્સળ સમજીને સરકાર કૃપા કરીને સંસાર ચરિતાર્થને સારૂ દરએ નડિઆદના શહેર ઉપર દરરોજ એ આના આપવામા આવ્યા છે, એટલે લખ્યા પ્રમાણે દરરોજ લેના રહેવુ અને રાજ્યનુ શ્રેય સમજીને ધર્મના કામમા અટકાવ નહિ કરતા વગર હરકતે આપતા રહેવુ આ પત્રની નકલ લેઈને અસલ પત્ર જોશી મજકુરને પાછા આપવો ભોગવટાને વાસ્તે સાલ દરસાલ નવા પત્રની માગણી ન કરવી એજ જાણીજે યાદ ૫ માહે સફર.

| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरधर गोविंदराव गायकवाड सेना खासखेल समशेर बहादुर (शिक्का) | मोतबे सुद |
|---|---|

(૬)

વેદમૂર્તિ રાજેશ્રી હીરાલાલ દીપરામ વૈદ્ય અગનપુરાર રહેનાર વડોદરાના ગોત્ર કાશ્યપ સુત્ર કાત્યાયન શાખા માધ્યંદિની સ્વામીની સેવામા, સેવક મ'હારરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દંડવત વિનંતી વિશેષ તમારા પિતાશ્રી દીપરામ વૈદ્ય એના નામે માલાજી એઓના વખતથી ચાલતુ આવેલુ વર્ષાસન

૨૦૦) પ્રગણે વડોદરા માહાની નીમણુકના વર્ષાસનના બદલામા તાકીદ પત્ર સવત ૧૮૬૭ ની સાલ કરીને આપેલુ છે અને બીજુ તીથરૂપ કૈલાસવાસી શ્રી સયાજીરાવ મહારાજાએ સવત ૧૮૭૮ ની સાલમા કરીને આપેલુ છે તે મુજબ

૧૦૪) પ્રાત નવસારીમા નેમણુંક વર્ષાસનના બદલામા સવત ૧૮૫૩ ની સાલમા ગોવિંદરાવ મહારાજે કરીને આપ્યા મુજબ તાકીદ પત્ર ઉપરથી

૮૫) પ્રગણે વિજાપુરમા નીમણુકી વર્ષાસન બદલ તીર્થરૂપ કૈલાસવાસી શ્રી સયાજીરાવ મહારાજાએ સવત ૧૮૭૮ ની સાલમા તાકીદ પત્ર રૂપીઆ ૪૦) નુ કરી આપ્યુ છે તે મુજબ

૨૫) પ્રગણે બેગલુમા માહાલી નીમણુક વર્ષાસનને બદલ તાકીદપત્ર સવત ૧૮૭૮ ના સાલમા તીર્થરૂપ કૈલાસવાસી શ્રી સયાજીરાવ મહારાજાએ કરીને આપ્યુ છે તે મુજબ

૬૨)ꠦ॥ જગાત શાહેર કોઠા પ્રમાણે બડોદામા ભોગવટાના

૧૮॥ પ્રગણે રૂદમા નેમણુક વર્ષાસન બદલ તાકીદ પત્ર સવત ૧૮૭૮ ની સાલમા તીર્થરૂપ કૈલાસવાસી શ્રી સયાજીરાવ ગાયકવાડે આપેલુ રૂપીઆ ૪૦) નુ તે મુજબ

૪૪૪॥ꠦ॥

એકદર રૂપીઆ ૪૪૪॥ꠦ॥ અકે રૂપીઆ ચારસો ચુમાલીસ પોણા સોળ આના સવત ૧૯૨૭ આખર મળતુ આવ્યા મુજબ સાલ મજકુર સવત ૧૮૨૮ ની સાલથી દર સાલ મળતુ રહેશે એટલે દર સાલ વર્ષાસનનો અનુભવ તમારા પિતાશ્રી દીપરામ વૈદ્ય બુરાનપુરકર એમના પુત્ર પૌત્રાદિ વશપરપરાએ લેઇને સરકારનુ અને રાજ્યનુ શુભ ચિતવન નિરતર કરતા રહેવુ

ચાદ ૧૮ માહે મોહોરમ ઉર્ફે ફાલ્ગુન માસ સવત ૧૯૨૮ સુદ ૧૧ ઇસિને સબેન મયાતેન વ અલ્ફે એજ વિનતી

| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरधर मल्हारराव गायकवाड सेना खासखेल समशेर बहादुर (शिक्को) | मोतबे सुद |
|---|---|

(૭)

વી ।। રાજેશ્રી ત્રીકમલાલ દલપતરાત જોશી અમદાવાદકર ગોત્ર શાડીલ્ય, સુત્ર કાત્યાયન, શાખા માધ્યદિની સ્વામીની સેવામા સેવક મલ્હાવરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દડવત વિનતી વિશેષ તમારા તીર્થરૂપ દલપતરામ દુર્લભરામ જોશી એમના નામથી જગાત શાહર કોઠા પ્રગણે બડોદેથી વર્ષાસન રૂપીઆ ૨૫) મળે છે તે સવત ૧૯૨૭ ના આખર ભોગવટાથી મળતુ આવ્યા મુજબ સાલ મજકુર સવત ૧૯૨૮ સાલથી સાલ દરસાલ મળતુ રહેશે તેનો ઉપભોગ તમે અને તમારા વડીલોના પુત્ર પૌત્રાદિ વ શપરપગએ લેઇને સરકારનુ અને રાજ્યનુ શુભ હમેશા ઇચ્છિના રહેવુ રવાના ચાદ ૬ માહે ભાખર ઉર્ફે અધિક ભાદ્રપદ માસ સવત ૧૯૨૮ શુમારે ઇસને સમેન મયાતેન વ અલ્ફે એ વિનતી

| श्री राजा शाहु छत्रपति अखिल प्रौढ प्रताप पुरंधर मल्हारराव गायकवाड सेना खासखेल शमशेर बहादुर (शिक्को) | मोतबे सुद |
|---|---|

(૮)

# माहाले शाकांत

વેદમૂર્તિ રાજશ્રી મયાગામ બીન દુર્લભરામ જાત પુષ્કરણા બ્રાહ્મણ ગોત્ર શાંડિલ્ય યજુર્વેદાન્તરગત માધ્યંદિની શાખા વાસ્તવ્ય શહેર અમદાવાદ સ્વામીની સેવામા આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દંડવત વિનતી જત તમોએ લશ્કરમા આવીને વિનતી કરી કે હુ નિરાશ્રિત કુટુંબવત્સળ કાંઈ ઉપજીવિકા નથી એના ઉપરથી મનમા લાવીને બ્રાહ્મણ મોટા સતપાત્ર એમના નિર્વાહ ચલાવવાથી રાજ્યનુ શ્રેય જાણીને સરકાર કૃપાવત થઈને પ્રાંત કાઠિઆવાડની મુલકગીરી ઉપર સાલ મજકુરથી નવુ વર્ષાસન દર સાલ રૂપીઆ ૫૦ અંકે પચાસ કરીને આપ્યુ છે તેથી સદરહુ વર્ષાસનનો ઉપભોગ સાલ દર સાલ તમો તમારા પુત્ર પૌત્રાદિ વંશપરંપરા લઈને સ્નાનસંધ્યાદિ શુદ્ધ ધર્માચરણ કરીને રાજ્યનુ શ્રેય ઈચ્છીના રહેવુ સદરહુ પ્રમાણે વર્ષાસન સાલ દર સાલ સરકારથી હમેશા મળતું રહેશે

સવત ૧૮૬૪ જાણીજે ચાદ ૧ માહે મોહોરમ

| | |
|---|---|
| श्री माहा लोमाकात चरणी तत्पर गोविंदराव सुत आणदराव गायकवाड सेना खास खेल समशेर बहादुर (शिको) | मोतबे सुद |

माहाले शाकांत

(૯)

રાજેશ્રી કુમાવીસદાર વ લેખક વર્તમાન ભાવિ પ્રમાણે વીરમગામ ગોસાવીઆસ અખંડિત લક્ષ્મી અલંકૃત રાજ્યમાન શ્રી આપાજી ગણેશ સુબેદાર આશીર્વાદ ન નમસ્કાર સુભાયતેન વંદેમૂર્તિ મછારામ બીન જેઠારામ જોશી શાખા માધ્યંદિની વાસ્તવ્ય શહેર અમદાવાદ પુષ્કરણા બ્રાહ્મણ સત્પાત્ર અને મોટા વિદ્વાન છે એમ સમજીને સરકાર તરફથી ગાડી બળદ સાથે સરકાર તરફથી આપેલ છે તેનો ખર્ચ ચલાવવો જોઈએ એટલા માટે નવા વર્ષાસન પ્રમાણે મજકુરવી રૂપીઆ ૯૦) વંશપરંપરાનો કરાર કરીને આપીએ છીએ એટલે સાલ દર સાલ વંદમૂર્તિને નજરાણુ કરાર કર્યા મુજબ મોકલતા રહેવું દર સાલ નવા લેખનો આક્ષેપ ન કરતા આ દસ્તાવેજની નકલ લેઈને અસલ દસ્તાવેજ ભોગવટીઆ જોશી મજકુરને પાછો આપવો

જાણીજે ચાંદ ૨૬ માહે જમાદીલાવલ

| श्री शिवचरणीत आपाजी गणेश निरंतर (शिक्को) | मोतबे सुरु |
| --- | --- |

---

(૧૦)

રાજેશ્રી વર્તમાન ભાવિ કુમાવીસદાર ગોસાવીઆસ અખંડિત લક્ષ્મી અલંકૃત રાજેશ્રી આનંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દંડવત વ રામરામ વેદશાસ્ત્રસંપન્ન રાજેશ્રી છોટા બીન વજેરામ જ્યોતિષી વૈદ્ય ગૌત્ર સનકસ શાખા કૌથમી વાસ્તવ્ય પાટણ બ્રાહ્મણ સત્પાત્ર બહુ મોટા વિદ્વાન જાણીને યોગ્યક્ષેમાર્થ કસ્બે પાટણ ગાય મંડી ( ધાનની મંડી ) ના ઉત્પન્નમાથી વર્ષાસન દરમાસે રૂપીઆ ૩) કરીને આપ્યા છે એટલે દરમાસે અને દરમાસે આપતા રહેવું

નવીન દાખલાનો આક્ષેપ કરવો નહિ આ દસ્તાવેજ ભટજીને ભોગવગ માટે પાછો આપવો જાણીજે ચાદ ૩ માહે મોહોરમ

| श्री राजाराम छत्रपति अखिल प्रौढ प्रताप पुरधर दमाजी गायकवाड सेना खासखेल समशेर बहादुर (शिक्को) | मोतबे सुद |
|---|---|

(૧૧)

રાજેશ્રી વર્તમાન ભાવિ કુમારીસદાર પ્રગણે પાટણ ગોમાસીઆસ
અખડિત લક્ષ્મી અલકૃત રાજેશ્રી ફત્તેસિહરાવ ગાયકવાડ સેના
ખાસખેલ સમશેર બહાદુર

શાહર મઢી ઉપર કૃપારામ જોશી મજકુર એમને દરરોજ ૨ આના પ્રમાણે સરકારથી મળતુ આવે છે તે પ્રમાણે જોશીને સરકાર ! હુકમ મુજબ દરરોજ આપતા રહેવુ વમ કાર્યન હરકત ન કરવી માલ દરસાલ નવા લેખનુ આક્ષેપ ન કરતા આ દસ્તાવેજની નકલ લખી લેવી, આ દસ્તાવેજ જોશી મજકુરને ભોગવટા માટે રહેવા દેવુ જાણીજે ચાદ ૨૨ માહે રમજાન

| श्री राजाराम छत्रपति अखिल प्रौढ प्रताप धुरधर दामाजी गायकवाड सेना खासखेल समशेर बहादुर (शिक्को) | मोतबे सुद |
|---|---|

## ( ૧૨ )

રાજેશ્રી કેશવરાવ દેશમુખ કામદાર પ્રગણે પાટણ ગોસાવીઆન અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન શ્રી સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર રામ રામ, સુમાયનેન વેદમૂર્તિ કૃપારામ જોશી મજકુરકર એમને શાહર મંડી ઉપર પહેલેથી ચાલતુ આવે છે તે મુજબ ખુદાવંત ભોજનદીઆને રોજના ૨ આના પ્રમાણે જોશી મજકુરને આપવુ ધર્મકાર્યને હરકત ન કરની અને ફરી તેમની ફિર્યાદ ન આવે તેમ કરવુ તાકીદ જાણીજે ચાદ ૧૦ માહે જગખર

| | |
|---|---|
| **श्री राजाराम नृपति चरणीत सयाजीराव गायकवाड सेना खासखेल समशेर बहादुर.**<br>( शिक्को ) | **मोतबे सुद** |

## ( ૧૩ )

સને ૧૧૫૩
　　૧૪
નંબર ૧૮૮૮

રાજેશ્રી કમાવીસદાર તા લેખક વર્તમાન ભાવિ શહેર અમદાવાદ ગોસાવીઆમ અખંડિત લક્ષ્મી અલંકૃત રાજમાન સનકીત દામાજી ગાયકવાડ સમશેર બહાદુર સુમા સલામ સમયાતેન ત અર્કે વેદમૂર્તિ રાજેશ્રી મછારામ જોશી એમને આવીને હજુર વિનતી કરી જે સદા મતથી કોઠા રૂ ાા તા શહેર રૂા ાા એકુન રૂપીઓ એક દરરોજ પામતા આવ્યા છે તે ઉપરથી એમને આગળ શાલ દરસાલ આપવાનુ આજ્ઞાપત્ર આદર છે, કે નીચે સીમત રાજેશ્રી પથ પ્રધાન એમની તરફથી પામે છે તે નીમે આપણી તરફથી અપાવેલુ છે બર તપસીલ રૂપીઆ કોઠા દરરોજ રૂપીઓ ા તા શહેર દરરોજ રૂ ા એકુન

દરરોજ રૂપીઓ ૦ાા અડધો આપતા જવુ અસલથી નીચે ચાલતુ આવ્યુ છે, તે મનમા લાવના ખરૂ છે તે ઉપરથી તમારી તરફ આપવુ હશે તો સદરહુ મુજબ વેદમૂર્તિને દરરોજ આપતા જવુ આ પત્રની નકલ કરીને આ પત્ર મજકુરને ભોગવટા વાસ્તે પાછુ આપવુ ને આવતે વરસ નવા પત્રનો અટકાવ ન રાખવો રવાના ચંદ્ર ૨૦ માહે જમાદીલ આખર

मोतबे सुद

---

Bombay Castle,

24th Suptember 1842

The right Honourable the Governor in council of the Presidency of Bombay, on behalf of the Honorable East India Company, hereby acknowledges himself to be indebted to Josey Jaita Doolabhram manager for the time being for porforming the Pooja or worship of Bechrajee Mahta, at Ahmedabad, Nerriad, Purgunnale kaira, in the sum of Company's Rupees Four hundred and nine, Annas eleven, and pies ten, being the amonnt fixed in compensation for all claims of the said Josey Jaita Doolabhram, manager for the time being for performing the pooja, or worship of Bechrajee Mahta at Ahmedabad connected with the Transit duty abolished by act I

of 1838 and promises to pay to the said Jo sey Jaita Doolbhram, Manager for the time being for porforming the Pooja, or worship of Bechr ajee Mahta at Ahmedabad or his successor in office of his or their order, the interest accuring on the said sum of company's Rupees ( 409 11, 10, ) Four hundred and nine, annas eleven, and pies ten at the rate of ten per cent. per annum, by annual payments commencing from the First of May Eighteen hundred and forty one, and ceasing with the payment of the said principal sum of Company's Rupees Four hundred and nine, annas eleven, and pies ten, together with the interest which may be then due thereon This acknowledgement is redeamable, at the pleasure of the Right Honourable the Governor in Council of the Presidency of Bombay by payment of the principal amount and the intrest that may be due thereon, as above

Accountant General's Office,

Registered as No 76 of 1842/48

Signed/. R T Welb ( True copy )

Deputy accountant Sd/E E E

General in charge

By Order of the Right Honourable the Governor in council Sd/ L R. Reid

Secretary to Government

N B This attested copy was prepared in December 1858 vide accountant General's letter no 1943 dated the 16th December 1858

Sd/ R Commissioner of customs

Sd/ seen 27th February 1864 P D



# શ્રી ભૈરવસ્તવન.

## ( કાળા-ગોરાના છંદ )

ઘર્ઘં માદલા મૃદંગ, હાક હાક હુક હાક,
વીર હાક ભૈરવે, એગાક છાક બિબરે,
ભભક ઘ્મીયો ઉમગૈ ગજે વિહગે તુરગે વિહૂરગે,
ત્રિભગે ડોલે ડમરૂ ડહક થૈ થૈ થૈ થૈ થા
થાગડ ગડદા તાગડ ગડદા તાગડ ગડદા તૈ તૈ
કડ કડ કડ કડ કડ નાકિ ત્રિય તાય ત્રિયા
ગડ ગડ થગડ બાગડ ગડદ ગડદ
એવે બડ ગડ ભૈરવો ભયાલ
ભૈરીયા ભભેરે ભાલ હાલ એ લકાલ હાલ
બાબરે બિલાડ બડ ગડ ઉછલે ઉલટ્ટ
તાળમેક સાલતાલ તાલમે ત્રડકકે તુર
તુર કોટવાલો કાલી, કડ કડ કાવડે કુલટ્ટ
અખાડ સુને ઉરકું ધડ ધડડ
દતધાર હડડડ હડાકાર હુના વીર
હાસ હાસ ભ્રમ ભ્રમ સમધાર ધમ ધમ
સરઘોર કમ કમ તીન લોક
નમે કાલો નાન હુવા હાક હુક હુક
ધુક ધુક બકધાર બક બક વક વક વક હુક
વીર વડવડે ધડધડે થડથડે
હુવા વીર લડથડે લીયા છાગ ગડગડે
ગભીર થાગડ ગડદા થાગડ ગડદા
ગડ ગડ ગડ દાર દજે નગડ ગડદા
નગડ ગડદા નમે નાદ કાગડ ગડદા

## પુષ્કરણા જ્ઞાતિની પ્રાચીનતા અને ગૌરવ

કાગડ ગડન્ના કોમકધ કીકારે કડક
દો દો દો દો દો દડ ગડ ખડ ગડ
હલે વીર ધડ ગખ ડગ ડધી ગડ ખેચે
ખેતસો ખલક સુલુલુલુલુલુનુ
ધિકાચખા ચખા બલવલા
કરે ઉભો ભલહલા
કુલા વીર ભાણજુ ભવક
ફલક્લે આડ કુલા
સવસને શેષનાગ
ખલલલલલલલલ
પાયે સઝલા ખવક ધખી કત દોલકાન
ધપમ પધબીયાણુ ધપમપ ચગદોગ
ગયણુ ડકે ઝણુણુણુણુ
તતઝોગ ઠણુણુણુણુ
વજે દાગ ધણુણુણુણુ
પાયે ધુધન ધમક નમે ત્રેણુ જેણુ
ફુલગ પ્લગ રલગ ફ્લગ મગાન ફાન
મેઘ જ્યુ વિહગ ડરરન્ગ
કરે કાળા ખરરરન
ઉડે ખેહ થગરરર
ધન્નરર થગ થૈ થંગ થગ થગ
આભર' પારેવા અચે ગીરવરા તરા
ગાજે સપતાપા તપસ સપતા સરેવડત
નીત નમુ ગોરા બણો ઇણુ રૂપ વીર
દેવા તણો માધો કહે વાહ વાહ વાહ વાહ
વીર ધણે માન્લા મૃદંગ ઇતિ સપૂર્ણ.

# શ્રી ભૈરવસ્તવન. ૨

શ્રીગણેશાયનમ ।

ગીવાડી વમીગો મો જાણે
અન પરણી પગણી વસ આણે
જોગ વહી પણી ભોગવી જાણે
મોહનવેલ તણા રસ માણે
દેવા સવા લખ વાજે દોરા
તોરી ભક્તિ જવાનર તોરા
મનવાંછિત ફળ આપો મોરા
ગોરા મહિર કરો નિત ગોગ
કરે મહેર નિત ગોરા–કાલા
બાહડ મેરા ભૈરવ બાલા
ગોરખરૂપ નમુ ગુરૂ જાલા
વહેલો આવે હો મડોવર વાલા
તું હી કૃતયુગ તુ હી ત્રેતા
દ્વાપરમાહી તૂ હી કલજેતા
કલજુગ માહા ગજરા દેતા
બાવન વીર નમો વર દેતા

—

છંદ.

તુ વહેલો આવ્ય હો બાવન વીર
પ્રાહૂણો જોગેદ્ર પીર
નેવ જેન કેન મધ
ડક તાગ ભાજે કધ

તલનટ ચઢે તેલ
    માફલા નિવેલ વેન
પૂજા હોવે પત્રફૂલ
    શોભિતો વણો ામધૂર
મન્ધાગ ફૂલમાલ
    ઝ'લગી ઝાકઝમાલ
ન્મે થાન આપ રૂપ
    ધાર તેલ દીપ ધૂપ
ગોભાયો નિત સુજાણ
    ?હેરે જુડે દિવાન
માન્ડા મન ભ્રિઈ માન
    પાલ ભરી આવે થાન
ગોરીયો તરગ ગગ
    દીપતો અનેક ગગ
પાજ ગજ પાતશાહ
    ભીમીયા સદા વિનોદ
મ ડોવરો મચ્છરાલ
    પીઠ ચડે ખેત્રપાલ
પ્રેતભ્રત નમે પીગ
    વાનરા ભુરજ વીર
સોનારણી વાગે સાદ
    નવે નાથ સૂણે નાદ
ઉર્જણી જુગાદ આદ
    સેવાડી લીયે સવાદ

પહલૂણા વીર પાન
ન ગયો વિદેશ નાગી
ખોટી વૃક્ષ છાડ ખની
પાલણે સદા પોઢની
થાગી માન થાન થાન
ઝ ઝ ફરે જાન જાન
આખરી આના ઉપાય
ડારી કેરા કોટવાન
ડાશી વગ્ગી ડન
નિનાણુ નદી નાડન
ગોરીશો ગયો પ્રયાગ
શીએ ભોગ આપલાગ
તીરથે તીરથ તીર
ખેલતો ખેનલ નીર
ખેતો રમે કુરુ ક્ષેત્ર
નારીઓ ધુલાવે નેત્ર
સેતબંધ રામેશ્વર
માનીજે બીજા મહોર
પરિગગ ગગાપાર
હોરતો ત્રિયા હજાર
પચે નહિ ભેલે પૂર
સાજે તેથ મત્રશૂર
નટ વેદ થાનનૂર
ઝીલતો ઘણો ઝપૂર
કામરૂપ બાલ કાછ
રમે ભૂમિ કામે ૨૭

# પુષ્કરણા જ્ઞાતિની પ્રાચીનતા અને ગૌરવ

હાલો હલ હિંગુરાજ
        રહે જેથ વડેરાજ
કારડારે વસે દેશ
        મોરડ વધારી શેર
ગુજરાત મારવાડ
        મેવાડ વખાણુ માલ
નવે ખંડે નદી નાલ
        તીરથે રમે ત્રિકાલ
આગી જયુ પ્રજાગી આગી
        જાગ વીર જાગી જાગી
ચંચળ તારી નચાવી
        આવ વીર આવ આવ
ડીલ હાથ પગ ડોલી
        બોલ વીર બોલ બોલ
પારક વરી પછાડી
        લે સવાદ ડોલી ડોલી



# इतिश्री

१ इतिश्री पवन विजय ग्रंथे ईश्वर पार्वति सवादे स्वरोदय सार समाप्त इद पुस्तक विशाजी नारण अगामेन्युपनामकेन शहेर अमदावाद मध्ये संपादित्तं शाके १६२३ प्रवर्तमान्ये भाद्रपद क्रश्न १३ इदु वासरे सपादितमीद ॥

२ इति चतुर्वेद महावाक्य समाप्त ॥ सवत १७८३ शाके १६४८ आषाड सुदि २ सोमे लीखीत ज्यो सुदर सुत सहदेव तेन ब्रह्मचारी सदानद नाम पुष्करणा ज्ञानी बुरानपुर स्थानात मबारखपुरे तापीतटे लिखित जथा प्रत मम दोषो न दीयते शुभ भवतु ॥

३ इतिश्री कोष्टो परी मास तिथी वारज्ञान ॥ श्री भवानीजय ॥ संवत १६६७ वर्षे शाके १९३२ प्रवर्तमाने फाल्गुण सुदि ४ बुधे अमदावाद वास्तन्य पुष्करणा ज्ञातिय ज्योशी खीमा-सुत धनजी केन लिखित आत्मपठनार्थे ॥

४ इतिश्री गर्गऋषि प्रणीत पाषाकेवली समाप्त ॥ सवत १९९७ वर्षे माघ शुदि १४ भौमे अद्येह श्री गधार वास्तव्य श्री पुष्करणा ज्ञाति दवे श्री लक्ष्मणसुत श्रीहरनाग पठनार्थे ॥ लीक्षापीतं ॥

५ ॥ इतिश्री राहुफल समाप्त ॥ सवत् १७७३ शाके १६७८ माघ श्रुदि ५ रविवासरे श्री पाटण मध्ये लीखीत पुष्करणा

ज्ञातीय ज्योशी ईच्छाराम वेदागराय आत्मपठनार्थं ।। लेखक पाठकयोर्शुभ भवतु ।।

६ ।। इति वर्षफलम् समाप्त ।। सवत् १६९७ वर्षे भाद्रपद मासे कृष्णपक्षे ७ गुरू दीने येष्टा नक्षत्रे अद्येह श्री राजनगर अमदावाद वास्तव्य पुष्करान्वये ज्योत्सीश्री रामजी सुत सुरजी पठनार्थं ।।

७ ।। सवत १७०४ प्रवर्तमान्ये मासानाम् मासे माघ मासे कृष्ण पक्षे प्रतिपदा श्रीव्रजनपुर ग्रामे पुष्करणा ज्ञातीय ज्योशि महादेव तस्य सुत विश्राम केन जानिभुषण ग्रथ लिखित ।।

८ ।। इतिश्री भविष्योत्तर पुराणे ऋषिपन्चमी वृतोद्याय विधि सपुर्ण शुभ भवतु ।। सवत १६९६ वर्षे भाद्रवा सुदि १ प्रतिपदा शनौ लीखीतमिदम् पुष्करणा ज्ञातिय धनपुर वास्तव्य ज्योशि भीमात्मज डाडण केन लीखीत ।। गागजी लीलाधरशींगजी पठनार्थं तथा परोपकारार्थं लीखीत ।।

९ ।। इतिश्री ग्रहलाघवाख्य सिद्धात रहस्य समाप्त ।। सवत १६८९ शाके १५५० प्रवर्त्त मान्ये चैत्रवदि ७ सह अष्टमी बुधे लिखीत किनग्राम वास्तव्य ज्योशी पुष्करणा ज्ञातीय परसराम-सुत विनायकेन मिदम् पुस्तक लिखीत ।।

१० ।। इतिश्री सिद्धातरहस्योदाहरण समाप्त ।। सवत १८५६ वर्षे शाके १७२१ प्रवर्तै मार्ग शीर्ष सुदि ११ तिथौ रविवासरे

ॐ अणहीलपुर पट्टने द्वीज पुष्करणा ज्ञाति ज्योशी प्रागजी सुत हरी रामेण लीखीत ॥ शुभम् ॥

११ ॥ ईतिश्री त्रिशत श्लोकी यमशौच प्रकरण समाप्त ॥ स्वस्तिश्री १६९६ वर्षे शाके १५६१ आश्विनमासे वद पक्षेषष्टो ६ भौमे अद्येहश्री वटपत्र पुष्करणा ज्ञातीय ज्योशिश्री ५ कल्याण–शुभमींद ॥

१२ ॥ इतिश्री व्यास हरीदेव विरचिताया ग्रहकल्पलताया भौमादिना गतेष्य साधन समाप्त ॥ अद्यहश्री गुर्जर प्रदेशे अमदावाद नगरे श्री सवत् १८३० शाके १६९५ भाद्रपद वदि अष्टमी गुरौ दीने ज्योतिर्विद जीवनराम सुत शभुराम आत्मपठनार्थं ॥

१३ ॥ इतिश्री गर्गाचार्यकृत कर्णकुतुहल समाप्त ॥ सवत १६७२ वर्षे शाके १५३७ राक्षस नाम सवत्सरे आश्विन मासे वदपक्षे प्रतिपदा बुधवासरे तत् लीखीत पुष्करणा ज्ञातिय यजुर्वेद शाखाया विशाकौशिक गोत्राय ज्योत्सीश्री ज्योशी गणेश तस्य सुत ज्योतिश्री ज्योशि परसराम सुत गदाधरेण लीखीत ॥

१४ ॥ इतिश्री वर्ष निर्णय ॥ सवत १७१५ वर्षे शाके १५८० प्रवर्ते मार्गशिर्ष शुदि ४ गुरौ अद्येह राजनगर वास्तव्य श्री पुष्करणा ज्ञातीय ज्यातिश्री ५ सुरजीसुत ज्योशीश्री ५ नरसींह सुत भगत स्वहस्ते लीखीत आत्मपठनार्थं ॥

१९ ॥ इतिश्री लीलावती समाप्त ॥ स्वस्ति श्रीमनृपविक्रमार्क सम
यातीत् सवत १७४७ वर्षतदनतर्गत शालीवाहन शके
१६१२ प्रवर्ते अद्येह् नडग्बार वास्तव्यं पुष्करणा ज्ञातिज्योति
र्विद् पडया गणेशात्मज ज्योतिर्विद् पडयाश्री ५ पीताम्बर
दासात्मज कानजी केनलीखीतमीद पुस्तकें श्रावण शुद्ध २
खौलीखीतग ॥

१६ ॥ इति ताजीकसार समाप्त ॥
पाटण मधे वास्तव्य ब्राह्मग पुष्करणा ज्ञातियज्योशी कचरा
सुत ज्योशी राजारामात्मज ज्योशी मनसुखराम इद पुस्तक ॥

१७ ॥ इतिवर्षफल समाप्त ॥ सवत १७२१ वर्षे शाके १५८६
प्रवर्तमान्ये अश्विनमासे शुक्लपक्षे १५ पुर्णीमासी तिथौ शनि-
वासरे अद्येह श्रीराजनगर अमदावाद वास्तव्य पुष्करान्वये
ज्योतिषश्री जयदेवतम् पुत्र हरीकृश्न आत्मपठनार्थं लिखित ॥

